જાણી ન શકે, બીજા અલૌકિક દેશમા રહેનારાને તેની ખબર હોવી જ જોઈએ. પૃથ્વી તો પ્રભુની ભક્ત છે. પ્રભુ જ્યારે પ્રકટ દર્શન આપે ત્યારે પ્રભુના ચરણકમલના સ્પર્શથી રસ ભરેલી દેખાય. તે વખતે તેવી દશા ન હતી, એટલે પૃથ્વી પણ મહાદુઃખમાં હતી. શ્રીમહાપ્રભુજી જ્યારે પ્રકટ થયા ત્યારે વળી શ્રીકૃષ્ણાવતારના સમયની પેઠે પૃથ્વીનાં દુઃખો દૂર થયા. તેથી જ આપનું નામ 'ભૂમિભાગ્ય' છે. પ્રકટ થાય ત્યારે પણ જે કૃપાપાત્ર હોય તે જ પ્રભુને ઓળખી શકે, બીજા નહિ.

**ત્રીજો શ્લોક**—શ્રીગુસાંઇજી પણ આ પૃથ્વી ઉપર જ પ્રકટ થયા છે, પોતે મહાન સમર્થ પંડિત પણ છે, પણ કલિનું અજ્ઞાન આપશ્રીની દૃષ્ટિને ઢાંકી શકતું નથી. કારણ કે, શ્રીમહાપ્રભુજી ભૂતલ ઉપર પ્રકટ થયા અને શ્રીગુસાંઇજી આપના જ બીજા લાલજી રહ્યા, એટલે શ્રીગુસાંઇજીને એ અજ્ઞાન કેમ નડે? કલિનાં અજ્ઞાનથી કેટલાએ દૈવીજીવો દુઃખોમાં દહાડા કહાડતા હતા, તેમનાં દુઃખનો નાશ કરવાની ઇચ્છા એ જ આપની દૈવી જીવોપરની દયા છે, પ્રભુએ પોતાનું માહાત્મ્ય દયા કરીને પ્રકટ કર્યું. માહાત્મ્ય પણ પુષ્ટિમાર્ગીય લીલારસના ભાવરૂપ, નહિ કે ગમે તેવું. આવું અલૌકિક માહાત્મ્ય કોઇની જાણમાં ન હતું. આવું માહાત્મ્ય સારસ્વત કલ્પમાં સ્વરૂપદ્વારા પ્રકટ કર્યું, હવે વાણીદ્વારા

પ્રકટ કરવાની પ્રભુની ઇચ્છા થઇ. એ ઇચ્છા પૂર્ણ કરવા માટે આનંદમય આધિદૈવિક અગ્નિરૂપ જે પોતાનું શ્રીમુખ, એ શ્રીમુખ પ્રભુએ પ્રકટ કર્યું. આ શ્રીમુખ તેજ શ્રીવલ્લભાધીશ્વર. શ્રીમુખ પણ ખાસ પોતાનું જ, એટલે શ્રીમહાપ્રભુજી અંશ, કલા કે અવતાર જેવા નથી, આપ સાક્ષાત્ પુષ્ટિપુરુષોત્તમ સ્વરૂપ જ છે. નહિ તો ભગવાન્ તો એક મહાન્ વક્તા તરીકેનો ધર્મ સ્થાપીને શ્રીમહાપ્રભુજીને પોતાના શ્રીમુખરૂપે પ્રકટ કરી શકત, પણ આપે તેમ કર્યું નથી, આપે તો શ્રી મહાપ્રભુજીમાં પોતાના સર્વ ધર્મ પ્રકટ રાખ્યા છે. શ્રીમુખ પ્રકટ કર્યું છે, એટલે શ્રીવલ્લભાગ્નિ શ્રીમહાપ્રભુજી પોતે શ્રીઠાકુરજીના શ્રીમુખરૂપે બિરાજતા તે પ્રકટ થયા, નહિ કે નવો અવતાર થયો. જે પ્રભુ બિરાજે છે, તે જ પ્રભુના સાક્ષાત્ શ્રીમુખરૂપે શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય થયું છે, એટલે પ્રભુના શ્રીમુખમાં જેટલા ધર્મ, તેટલાજ ધર્મ આપમાં છે, પોતે કોઇ ધર્મ ત્યાં છોડી આવ્યા નથી. પ્રભુ પોતે 'શ્રીહરિ' છે. હરિ એટલે નિજજનનાં દુઃખોને હરે, તે જો તેમ ન કરે તો 'હરિ' શાના કહેવાય? જો પ્રભુ પોતાનાં શ્રીમુખને પ્રકટ ન કરે અને પોતાનું માહાત્મ્ય ન જણાવે તો તો દૈવીનાં દુઃખો ઉભાં જ રહે, અને પોતાનું હરિપણું સિદ્ધ ન થાય, તેથી પોતાનું હરિપણું ટકાવી રાખવા માટે જ આ લીલા કરી છે. આ લીલામાં કારણ માત્ર કૃપા જ છે. ભક્તોને પ્રભુ

અત્યંત પરવશ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પુષ્ટિમાર્ગીય માહાત્મ્ય સમજવામાં શ્રીમહાપ્રભુજી અસાધારણ કારણ છે, બીજું કોઈ નહિ, બીજા કોઈથી એ માહાત્મ્ય સમજાય જ નહિ, તેમ સમજાવાય પણ નહિ.

ઉપરના ત્રણે શ્લોકોના અર્થ પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ શ્રીકૃષ્ણમાં ઘટાવ્યા, તેમ એજ શ્લોકો શ્રીમહાપ્રભુજીમાં ઘટી શકે. શ્રીગુસાંઇજી શ્રીમહાપ્રભુજીનાં અલૌકિક નામો પ્રકટ કરવા માટે **પહેલા શ્લોકમાં** શ્રીવલ્લભાધીશ્વરનું સ્વરૂપ વર્ણવે છે. શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ, આપશ્રી ભૂતળપર કેમ પ્રકટ થયા તે બધું કહેવું ઘટે. શ્રીગુસાંઇજી વિના શ્રીમહાચાર્યજીના સ્વરૂપનું જ્ઞાન બીજાને નજ હોય, તેથી પહેલા શ્લોકમાં આપનું સ્વરૂપ વર્ણવ્યું. આખા શ્લોકનો જે અર્થ પ્રભુમાં ઘટાવ્યો તે જ અર્થ શ્રીમહાપ્રભુજીમાં ઘટાવવો. જો કે શ્રીમહાપ્રભુજીનું નામ લઇને વેદશાસ્ત્રમાં આપશ્રીનું સ્વરૂપ વર્ણવેલું ન જણાય, પણ પ્રભુના શ્રીમુખનું વર્ણન તો સર્વ શાસ્ત્રોમાં છે, એટલે શ્રીમુખરૂપે શ્રીવલ્લભાધીશનું જ વર્ણન છે એમ સમજી લેવું. શ્રીગુસાંઇજી પણ શ્રીમહાપ્રભુજીનાં પરમ ફલાત્મક શ્રીમુખરૂપ સ્વરૂપનો જે પરિચય કરાવે છે તેનું રહસ્ય આ છે. શ્રીભાગવતના આરંભમાં જ શ્રીવલ્લભાગ્નિએ પોતાનાં સ્વરૂપનો અનુભવ કરાવતાં પોતાને શ્રીમુખના આધિદૈવિક અગ્નિ તરીકે ઓળખાવ્યા છે.

તે વિના શ્રીભાગવતનો ગૂઢાર્થ કોણ કહે? શ્રીભાગવતના બાર સ્કંધ પ્રભુનાં બાર અંગમાં છે. શ્રીભાગવત પણ સ્વરૂપ જ છે. પોતાનું સ્વરૂપ તો પોતે જ બતાવી શકે. શ્રીમહાપ્રભુજીએ પ્રભુનું સ્વરૂપ વાણીથી બતાવ્યું તેથી આપ પણ પ્રભુની વાણીરૂપ, મુખારવિંદમાં બિરાજતા અગ્નિરૂપ છે એમ અનાયાસે સાબીત થાય છે.

**ચોથો શ્લોક**—શ્રીમુખરૂપે પ્રકટ થઇને વાણીદ્વારા રસાત્મક પ્રભુની લીલાનું વર્ણન શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજી આદિ ગ્રંથોમાં કર્યું. પણ એ ગ્રંથોના અર્થ ઘણા ગૂઢ છે, તેથી નિજજનો કાંઇ પણ સમજી શકે તેમ નથી, તો એવો કોઇ ઉપાય બતાવવો જોઇએ કે, જેથી શ્રીમહાપ્રભુજીની વાણી સમજી શકાય. એને માટે ખાસ અસાધારણ સાધન—ઉપાય શ્રીગુસાંઇજી બતાવે છે. પ્રભુનું પુષ્ટિમાર્ગીય માહાત્મ્ય જણાવવા માટે શ્રીમુખનું પ્રાકટ્ય થયું. શ્રીગુસાંઇજી પણ એ વસ્તુ જાણે છે. તો હવે ૧૦૮ નામો પ્રકટ કરવાનું કારણ શું? આ પ્રશ્નના જ ઉત્તરમાં ઉપરના વિષયનો ઉકેલ છે. શ્રીગુસાંઇજી તો શ્રીવલ્લભાધીશ્વરની કૃપાથી શ્રી સુબોધિનીજીનું રહસ્ય સમજ્યા, પણ મંદમતિ જીવો તેનું રહસ્ય ક્યાંથી સમજી શકે? શ્રીગુસાંઇજીએ કૃપા કરીને શ્રીવાકપતિની વાણી સમજવા માટે ૧૦૮ નામો સર્વોત્તમજી દ્વારા પ્રકટ કર્યાં. શ્રીસર્વોત્તમજીના પાઠ વિના શ્રીસુબોધિની

વગેરે સમજવા માટે બીજો ઉપાયજ નથી. એ ૧૦૮ નામ પણ દિવ્ય જ છે, શ્રીગુસાંઈજીએ નવાં રચ્યાં નથી; માત્ર પ્રકટ કર્યાં છે. જે વસ્તુ છે, તે ખુલ્લા કરી છે. આ ૧૦૮ નામો અઘ પાપને-હરનારાં છે. પુષ્ટિમાર્ગમાં જેમનો અંગીકાર થયલો છે તેવા જીવોનાં પાપ તો હોય જ નહિ, પણ તેઓ જે સેવા કરે છે, તેમાં નડતરો આવી શકે. એ પ્રતિબંધ તે જ પાપ છે. એનો નાશ ૧૦૮ નામથી થાય. શ્રી સર્વોત્તમસ્તોત્રના પાઠથી શ્રીમહાપ્રભુજીની વાણી ન સમજાતી હોય તો સહેલાઈથી સમજી શકાય.

**પાંચમો શ્લોક**—શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ અને ૧૦૮ નામ આનંદમય છે તેથી અલૌકિક છે એ વાત સિદ્ધ થઈ ગઇ. હવે કોઈ પણ સ્તોત્ર ગ્રંથમાં તેના ઋષિ, દેવતા, છંદ. બીજ વગેરે બતાવેલાં હોય છે, તો શ્રીસર્વોત્તમજી એ સ્તોત્ર ગ્રંથ હોવાથી તેમ જ અલૌકિક હોવાથી તેના ઋષિ આદિ પણ અલૌકિક જ હોય. તો અહીં ઋષિ કોણ છે? ઋષિ બીજા તો કોઇ હોય જ નહિ, શ્રીઅગ્નિકુમાર જ આ સ્તોત્રના એક ઋષિ છે. ઋષિ એટલે સ્તોત્રનાં જેમને પહેલાં દર્શન થાય તે. આ સ્તોત્રના ઋષિ બીજા કોઇ મંત્રદ્રષ્ટા જેવા સામાન્ય ઋષિ નથી; પણ એક અલૌકિક ઋષિ છે. બીજા ઋષિઓ તો ઋષિઓની ગણતરીમાં પ્રસિદ્ધ થઈ ગયલા છે અને તેમણે જે મંત્રો અને સહસ્રનામ વગેરે જોયાં છે તે

વેદપુરાણમાં પણ પ્રસિદ્ધ જ છે, એટલે એમણે કાંઇ અપ્રસિદ્ધ વાત પ્રકટ કરી નથી, તેથી તેઓ અલૌકિક ન જ ગણાય. શ્રીસર્વોત્તમજી કાંઇ વેદપુરાણમાં પ્રસિદ્ધ નથી; તેથી કોઇને પણ તેની ખબર પણ નથી, માત્ર શ્રીઅગ્નિકુમારં જ શ્રીસર્વોત્તમસ્તોત્રને ઓળખે છે તેથી સર્વ ઋષિ કરતાં શ્રેષ્ઠ છે. વળી અહીં બીજું પણ એક રહસ્ય સમજી લેવુ રહ્યું. બાજા બધા ઋષિઓએ વેદપુરાણોમાં પ્રસિદ્ધ થયલા મંત્રો જ પ્રકટ કર્યાં તેથી તે બધા શુદ્ધ મર્યાદામાર્ગીય ગણાયા. તેમ અહીં શ્રીઅગ્નિકુમારે વેદપુરાણમાં પણ નહિં દેખાતાં અને બીજાને પણ જેની ખબર નથી એવા સ્તોત્રને પ્રકટ કર્યું તેથી શ્રીઅગ્નિકુમાર નામ સાર્થક અને શુદ્ધ પુષ્ટિમાર્ગીય પણ ખરૂં. સારસ્વત કલ્પમાં પ્રભુ જ્યારે પ્રકટ દર્શન આપતા ત્યારે અગ્નિકુમારોએ કાત્યાયની દેવીનું પૂજન કર્યું હતું અને કાત્યાયની દેવીને પ્રસન્ન કરવાનો મહામંત્ર પ્રકટ કર્યો હતો. એ મંત્ર પણ કોઇએ નહિ જાણેલો અને કોઇ પણ ગ્રંથમાં નહિ લખાયલો જ હતો, તેના જપથી પ્રભુ તુરત જ પ્રસન્ન થયા અને અલૌકિક ફલ પણ વ્રત કરનારાં શ્રી વ્રજકુમારિકાઓને આપ્યું, તેમ જ આ પુષ્ટિમાર્ગીય મહામંત્રરૂપ સ્તોત્ર પણ શ્રીગુસાંઇજીરૂપ આગ્નકુમાર ઋષિએ પ્રકટ કર્યું છે અને તેના પાઠનું મહાફળ પણ તુરત જ મળે મળે છે. જેમ કાત્યાયની મંત્ર અગ્નિકુમારોએ પ્રકટ કર્યો

અને તેનું ફળ તેમણે અનુભવ્યું, તેમ સર્વોત્તમસ્તોત્ર વિષે પણ સમજવું. જેમ નંદકુમારને પતિરૂપે પ્રાપ્ત કરવાને કુમારિકાઓ પૂજન કરતાં કરતાં હંમેશાં પ્રભુભાવથી ભાવાત્મક બન્યાં, તે તે લીલાયુક્ત પ્રભુની પોતાને પ્રાપ્તિ થઇ હોય તેમ તેમને મધ્યમાંજ પહેલું ફલ મળી ગયું. તે પછી પ્રભુએ પ્રસન્ન થઇને, ત્યાં જ પ્રત્યક્ષ રીતે પ્રકટ થઇને, વસ્ત્ર-હરણ કરીને અને પાછાં તે આપતાં પોતાના શ્રીહસ્તનો સ્પર્શ કરાવીને જે મહાફલ દાન કર્યું તે પ્રભુના સંબંધનો અનુભવ કેવો હોય તેનો સાક્ષાત્કાર કરાવનારૂં જ ગણાય. તે પછી 'હવે તમે મારી સાથે શરદની રાત્રિમાં રાસ રમશો' એવું વરદાન પ્રભુએ આપ્યું અને અને વરદાન મુજબ સાક્ષાત્સંબંધનો અનુભવ કરાવીને સંપૂર્ણ મહાફલ, તેઓ (કુમારકાઓ) જ્યારે રસનો અનુભવ કરવા લાયક થયાં ત્યારે ભગવાને જ દાન કર્યું. અહીં પણ શ્રીઅગ્નિકુમારને જેમ જેમ શ્રીમહાપ્રભુજીનાં સ્વરૂપનો અનુભવ થતો ગયો, તેમ તેમ તે તે નામ પોતે પ્રકટ કર્યું. એ નામના અર્થનો વિચાર કરતાં, તેના ભાવરૂપ તે તે લીલાઓથી યુક્ત શ્રીવલ્લભાધીશ્વરનું સ્વરૂપ જે અનુભવમાં આવ્યું, તે પહેલું ફલ છે. તે પછી સાક્ષાત્ સંબંધ થયો તે એક ફળ છે. તેથી જ આ સ્તોત્રનો જપ કર્યો. પછી સાક્ષાત્ પ્રભુના અધરામૃતનો સ્વાદ મળે છે એ મહાફળ બતાવ્યું છે. તેથી જ

આ સ્તોત્રના ઋષિને અગ્નિકુમાર કહ્યા છે. અથવા તો શ્રીગુસાંઈજી પોતે ( લીલામાં બિરાજતા ) અગ્નિકુમાર છે એ વાત છુપાવવા માટે અહીં પોતાને અગ્નિના ( શ્રીમહાપ્રભુના ) કુમાર સ્વરૂપ જ આ ફલરૂપ સ્તોત્રના ઋષિ તરીકે ઓળખાવ્યા છે. સ્તોત્રનો છંદ તો જગત્‌માં જે પ્રસિદ્ધ છે તે જ છે. સહસ્રનામ સ્તોત્રમાં કે અષ્ટોત્તર શતનામ સ્તોત્રોમાં જે છંદ તે જ છંદ આ સ્તોત્રનો છે. આ સ્તોત્રના દેવતા શ્રીકૃષ્ણનું મુખારવિંદ છે–શ્રીમહાપ્રભુજી છે. આમ કહેવામાં એક મુદ્દો સમાયલો છે. કોઇ એવી જ શંકા કરી બેસે કે, પહેલાં જે પ્રભુપ્રાપ્તિ માટે કાત્યાયની દેવીનો મંત્ર અગ્નિકુમારોએ પ્રકટ કર્યો તે જ મંત્રથી અત્યારે જો કાર્યસિદ્ધિ થતી હોય તો આ નવો પ્રયાસ શા માટે? સર્વોત્તમજી શા માટે પ્રકટ કરવા જોઇએ? તેનો જવાબ આમાં સમાયલો છે. સારસ્વત કલ્પમાં, અવતારદશામાં વ્રજકુમારીઓનો પોતાનામાં નિરોધ પ્રભુએ કર્યો, પણ ફલ કાત્યાયની દેવી દ્વારા એમને આપ્યું. કાત્યાયની મંત્રથી પ્રભુનું સ્વરૂપ એમણે જાણ્યું અને પછી ફળ પ્રાપ્ત થયું. અત્યારે એ જ પ્રભુ પોતાના શ્રીમુખરૂપ શ્રીમહાપ્રભુજી દ્વારા પુષ્ટિ માર્ગ પ્રકટ કરીને ફલ દાન કરવાની ઇચ્છા રાખે છે. તે ફળ શ્રીમહાપ્રભુજીનાં સ્વરૂપજ્ઞાન વિના કેમ સંભવે છે? માટે જ આ સ્તોત્રના દેવતા શ્રીકૃષ્ણનું

શ્રીમુખ જ જે, તેથી એ શ્રીમુખમાં અગ્નિરૂપે બિરાજતા શ્રીવલ્લભાધીશ્વરનાં સ્વરૂપજ્ઞાનથી જ ફળ પ્રાપ્ત થાય, તેથી આ સ્વતંત્ર મંત્રરૂપ શ્રીસર્વોત્તમજીનો જપ કરવો રહ્યા. એ જપથી શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ અનુભવાય અને ફલ પ્રાપ્તિ પણ થાય. બ્રહ્માદિ દેવોને પણ દુર્લભ અને મર્યાદા માર્ગની શ્રુતિઓ પણ જ્યાં પહોંચી શકતી નથી તે ફળ પોતાના અંગીકૃત જીવોને કેમ આપી દેવામાં આવે છે? એનું કારણ શું? બસ, એજ કરુણા, દયા, શ્રીમહાપ્રભુજીમાં એટલી બધી દયા છે કે, પોતાના જનોને શું આપવું ને શું ન આપવું તેનો વિચાર જ કરવા ન દે. બીજા માર્ગના આચાર્યોની પેઠે પોતે પણ જો માત્ર મોક્ષ જ આપતા હોય તો શુદ્ધ પુષ્ટિમાર્ગીયપણું રહે જ નહિ. તેથી પોતાના જીવોને અલગ કરીને, તેમને શુદ્ધ પુષ્ટિમાર્ગીય ફલનું દાન કરીને શ્રીમહાપ્રભુજી સર્વથી ઉત્કર્ષ સિદ્ધ કરી દેખાડે છે, કેમકે પોતે દયાળુ છે અને પ્રભુ છે. એકલા દયાળુ હોય તો જે ફળનાં સ્વરૂપની પણ કોઇને ખબર નથી, માત્ર વ્રજ-ભક્તોમાં જ જે પ્રકટ છે તેનું દાન શી રીતે કરે? પણ પોતે પ્રભુ રહ્યા. એટલે સર્વ સામર્થ્ય પોતાનામાં છે. તેથી જ એવાં અલૌકિક મહાફળનું દાન આપશ્રી કરે છે.

છઠ્ઠો શ્લોક—આ સ્તોત્રનો વિનિયોગ શેમાં કરવો એ શ્રીગુસાંઈજી જણાવે છે. ભક્તિયોગમાં જે કંઈ પ્રતિ-

બંધો આવી પડે, કોઇ દેખાતા પણ હોય અને કોઈ ન પણ દેખાય, એ સર્વ પ્રતિબંધોનો સમૂળગો નાશ કરવામાં આ સ્તોત્રનો વિનિયોગ થાય. ભક્તિ તો ઘણા પ્રકારની છે, પણ જે ભક્તિમાં પ્રભુ સાથે સાક્ષાત્ યોગ-સંબંધ થતો હોય તે જ ભક્તિયોગ કહેવાય અને તેમાંની જ અડચણો આ સ્તોત્રથી તદ્દન નાશ પામે છે. સ્તોત્રનું ફળ શ્રીકૃષ્ણથી અધરસુધાનો સ્વાદ છે. આ ફળ પ્રસિદ્ધ રીતે અત્યંત દુર્લભ છે, બધાને તેનું દાન સંભવે નહિ, માટે 'આ-સ્વાદ' એટલો થોડો સ્વાદ કહ્યો છે. જેમ વેણુનાદમાં પ્રભુએ સ્થાપેલા અધરામૃતનો સ્વાદ ગાયો આદિ પશુપક્ષીઓને વ્રજમાં મલ્યો, તેમ આ સ્તોત્રથી થોડો ઘણો અધરસુધાનો સ્વાદ મળી જાય. તેમાં જો પાઠ કરનારનો અધિકાર ઉચ્ચ હોય તો ઉચ્ચ ફળ પણ મળે. અધિકારાનુસાર વ્રજવાસી-ઓને જેવી રીતે ફલ મળ્યાં, તેવી રીતે જ મળે. ફળ તો અવશ્ય જ થાય એમાં લેશ પણ સંશય નથી.

**અહીંથી હવે નામની શરૂઆત થાય છે, જેથી નામની સંખ્યા મુજબ આંકડા મુકીશું.**

૧. ઉપર પ્રમાણે સ્તોત્રના ઋષિ, છંદ, દેવતા, બીજ, વિનિયોગ અને ફળ બતાવી દીધાં. હવે શ્રીઅગ્નિકુમાર જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ શ્રીમહાપ્રભુજીનાં નામનો પ્રારંભ કરે છે. પહેલાં નામનો ઉચ્ચાર કરતાં અગાઉ

શ્રીવલ્લભાધીશના દિવ્ય સ્વરૂપનું સ્મરણ થઈ આવ્યું અને તેથી શ્રીગુસાંઈજીના હૃદયમાં એકદમ આનંદ પૂરાઇ ગયો, તેથી કેવળ આનંદની જ સ્ફુરણા થઇ, તેથી પહેલું નામ આનંદ કહ્યું. સ્તોત્રના સહુથી પહેલા મંગલાચરણના શ્લોકમાં અલૌકિક ધર્મથી જે આનંદમય સાકાર સ્વરૂપનું વર્ણન આવી ગયું છે તે સ્વરૂપનો અનુભવ ગ્રન્થકર્તાને આનંદ નામ કહેતી વખતે થયો છે. આનંદ નામ પરમ મંગળરૂપ છે. જે ભક્તોને ખૂબ સમૃદ્ધિ (આનંદ) આપે તે આનંદ કહેવાય. અથવા આનંદ એટલે થોડા આનંદવાળા, નંદરાયજી. શ્રીમહાપ્રભુજી પણ બ્રાહ્મણદેહ ધરી દર્શન આપે એટલે આનંદ થોડો થઈ જાય, વસુદેવજી પણ નંદરાયજીની પેઠે પિતા જ ગણાય. એ રીતે પ્રભુના તો બન્ને પિતા જ ગણાય. લોક તો વસુદેવજીને ત્યાંજ પ્રભુનું પ્રાકટય જાણે છે. પણ વ્રજમાંએ પ્રાકટય તો થયું જ છે. એથી બન્ને રીતે અધિકતા શ્રીમહાપ્રભુજીની જ બની રહી.

૨. એકલો આનંદ તો અક્ષરબ્રહ્મમાં કયાં નથી? અમુક હદ સુધીનો આનંદ તો અક્ષર ધામમાં પણ છે. શ્રીવૈશ્વાનર તો પૂર્ણ પુરુષોત્તમના શ્રીમુખરૂપ છે, તેથી એઓમાં તો અપાર આનંદ હોવો જોઇએ. એટલા માટે 'પરમાનંદ' નામની સ્ફુરણા શ્રીગુસાંઇજીને થઇ. જે આનંદનું માપ ન કાઢી શકાય તેવો મહાન્ આનંદ, જેનું વર્ણન

વાણીથી પણ થઇ શકે નહિ તેવો અમાપ આનંદ; તે આનંદ સ્વરૂપ શ્રીવલ્લભાગ્નિ છે. અથવા ઉત્તમોત્તમ આનંદ એટલે રાસલીલાદિરૂપ આનંદ જેમનાથી મળે તે પરમાનંદ વળી પરમ–શ્રીકૃષ્ણ સાથે જેમનો આનંદ છે તેવા પરમાનંદ ત્રીજો અર્થ એવો પણ થાય કે, પરમા–એટલે વિષ્ણુલક્ષ્મી જેમનાથી આનંદ યુક્ત બને છે તેવા પરમાનંદ અર્થાત લક્ષ્મીજીનો આનંદ પણ જેનાથી પાછળ પડી જાય તેવા આનંદ તે પરમાનંદ.

૩. શ્રીવલ્લભાગ્નિ પરમાનંદરૂપ છે એનો પુરાવો આ ત્રીજા નામમાં છે. પોતે શ્રીકૃષ્ણનુ મુખારવિંદ છે. શ્રીકૃષ્ણ એટલે શ્રીસ્વામિનીજી સાથે બિરાજતા નિકુંજનાયક પ્રભુ, એઓ જ્યારે સુંદરતાની સીમારૂપ શ્રીપ્રિયાજી સાથે બિરાજે છે અને અનેક પ્રકારની અલૌકિક રસમય લીલા કરે છે, ત્યારે શ્રીપ્રભુનાં શ્રીમુખની શોભા પણ કાંઇ ઓરજ બને છે. એવું સુંદરતાથી ભરેલું શ્રીમુખ એજ શ્રીવલ્લભાધીશ્વરનું સ્વરૂપ છે. આ સ્વરૂપનું ધ્યાન કરવાથી અધરામૃતની સિદ્ધિ થાય. એક કીડો પણ ભમરાએ ડંખ માર્યા પછી, ભમરાનું ધ્યાન કરતાં કરતાં ભમરો બનીને જેમ પુષ્પમાંનો રસ ચાખે છે તેમ શ્રીમુખનું ધ્યાન કરતાં ભાવાત્મક બનીને અધરસુધાનો સ્વાદ પણ પુષ્ટિ જીવ લઈ શકે છે. માટે નામનો જપ કરતાં શ્રીઆચાર્યજીનું સ્વરૂપ ધ્યાનમાં

લાવવું. બીજો પણ અર્થ થઈ શકે. શ્રીકૃષ્ણ એટલે કૃષ્ણ-દ્વૈપાયન વેદવ્યાસજી, તેમના પણ મુખરૂપ થઈને આપે શ્રીભાગવતનો અભિપ્રાય શ્રીસુબોધિનીજીમાં પ્રકટ કર્યો. એ રીતે પણ આપ શ્રીકૃષ્ણમુખરૂપ છે.

૪. વળી આપ કૃપાના નિધિ છે. નહિ તો નિત્ય-લીલાનું અલૌકિક સ્થલ છોડી આ લૌકિક ભૂતલપર પધારે શાના ? પોતે કૃપાના અનહદ ભંડાર છે. કૃપાના પાત્ર તો લૌકિકમાંજ હોય, અલૌકિકમાં કાંઈ કોઈનાપર કૃપા કરવાની ભાગ્યેજ હોય, તો લૌકિકમાં પોતે પ્રકટ થવાની કૃપા કરી અને દૈવી જીવોપર કૃપા કરી તેથી પોતે કૃપાનિધિ કહેવાય. કૃપાના નિધિ એટલે અક્ષય ભંડાર—સમુદ્ર જેમ જલનો નિધિ છે, એમાં જલ કેટલું છે તેનો થાહ નથી, વળી તેમાં પડેલું નાનું અથવા મોટું પાત્ર જલથી ભરાઇ જાય છે, તેમ આચાર્યશ્રીએ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં જેમનો અંગીકાર થયલો છે તેવા જીવોને અધિકારાનુસાર ફલ મળે છે. વળી સમુદ્રમાં ઘણાં રત્નો છે, પણ તેમાં રત્ન માટે પેસનારાઓમાંથી કોઇકનેજ રત્ન મળે છે, તેવી રીતે શરણે આવેલાઓમાંથી આચાર્યશ્રીનું કૃપાનિધિ સ્વરૂપ કોઇકને જણાય છે. જેનાપર પોતાની કૃપા થાય છે, તેવા શરણે આવેલાને કંઇને કંઇ પોતે આપે છે, પણ પોતાનો સંપૂર્ણ કૃપાભંડાર તો શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુને જ આપે આપેલો

છે. આવો દુર્લભ ભંડાર આપે આપ્યો, માટે આપ કૃપાનિધિ થયા.

૫. દૈવી જીવોના ઉદ્ધાર માટેના પ્રયત્નમાં આપશ્રીનું અંતઃકરણ પરોવાયલું છે. દૈવી સૃષ્ટિ માટે તો પોતે આ લોકમાં પ્રકટ થયા છે. દૈવીજીવો બે પ્રકારના છે. ૧ પુષ્ટિ અને ૨ મર્યાદા. મર્યાદામાર્ગના જીવો માટે તો મોક્ષ માર્ગ ખુલ્લો હતો અને વેદશાસ્ત્રમાં પ્રકટ હતો. એમને કશી ચિંતા હતી જ નહિ. પુષ્ટિજીવો મોક્ષને ચહાનારા હોતા નથી, તેથી શ્રીવૈશ્વાનરમહાપ્રભુનાં પ્રાકટ્ય પહેલાં તેમને ઘણી ચિંતા થતી હતી. પુષ્ટિસૃષ્ટિ પ્રભુ સાથે સાક્ષાત્ સંબંધ ચાહે છે અને તે મેળવવાનો માર્ગ મહાદુઃખથી શોધી રહી હતી, તેટલામાં આચાર્યશ્રીએ પ્રકટ થઈને તેમની પીડા દૂર કીધી. પુષ્ટિસૃષ્ટિનો માર્ગ બીજું કોઇ જાણતું ન હતું. આચાર્યશ્રી પ્રકટ થયા ન હોત તો આખી સૃષ્ટિ ફોગટની જ થઈ પડત. એકલી પુષ્ટિસૃષ્ટિના જ આપ ઉદ્ધારક છે, એમ નહિ, પણ મર્યાદાજીવો પણ જો શરણે આવે તો તેનાં સાધનો પોતે કરીને તે જીવોનો ઉદ્ધાર પોતે કરે. જેમ પ્રભુ મોક્ષ પામેલા મર્યાદા–જીવોનો બ્રહ્માનંદમાંથી ઉદ્ધાર કરીને તેમને સ્વરૂપાનંદનું દાન કરે છે, તેમ શ્રીમહાપ્રભુજી તો તે જીવો શરણે આવે કે, તુરત જ તેમને પુષ્ટિમહાફલનું દાન કરે છે. ભગવાનનો અભિપ્રાય

મોક્ષફલ આપવાનો હોય, પણ શ્રીવલ્લભાગ્નિનું શરણ લે તો તે અભિપ્રાય પણ ફરી જાય; અને પ્રભુ પોતે તે જીવને પુષ્ટિફલ આપે. આચાર્યશ્રીનો એટલો બધો પક્ષપાત ભગવાન્ પોતે કરે છે! આચાર્યશ્રી દૈવી સૃષ્ટિના જ ઉદ્ધારકર્તા છે, આસુરી સૃષ્ટિના નથી એમ સમજવું.

૬. સ્મરણ માત્ર કરવાથી દુ:ખનો નાશ કરનારા શ્રીમદાચાર્યજી છે, શુદ્ધ પુષ્ટિમાર્ગના જીવોને બીજા માર્ગનાં ફલથી સંતોષ થતો ન હતો. તેમ જ પોતે જે ફલની ઇચ્છા રાખતા તેનો માર્ગ મળતો ન હતો, તેથી આચાર્યશ્રીએ પ્રકટ થઈને તેમની એ પીડાનો નાશ કર્યો. આચાર્યશ્રીના ચરણકમલનાં માત્ર સ્મરણથી પુષ્ટિજીવોની બધી પીડાઓ ટળી જાય છે. આવી અસાધારણ પીડા પોતે જ્યારે દૂર કરે ત્યારે કોઇ સાધારણ જીવની મનની પીડા પોતે મટાડી દે એમાં કાંઈ સંશય હોય જ નહિ. શ્રીવલ્લભાગ્નિ હૃદયમાં બિરાજે ત્યારે પ્રભુનાં મુખારવિંદની ઝાંખી કરવાની લગની લાગે, એ લગનીથી જે પીડા થાય તે પીડા શ્રીમહાપ્રભુજી પોતે તે જીવનું મનથી સ્મરણ કરે અથવા તો જીવને પ્રભુ પાસે યાદ કરે તેથી નાશ પામે છે. માત્ર જો હૃદયમાં લગની લાગી જાય તો ફલમાં વિલંબ થાય નહિ. 'આર્તિ' એટલે ત્રણે પ્રકારના તાપો નાશ પામે. આચાર્યશ્રીનું સ્મરણ જીવો કરે અથવા જીવોનું સ્મરણ આપશ્રી કરે. બન્ને રીતે કાર્ય સરે.

૭. શ્રીમદ્‌ભાગવતના ગુપ્ત અર્થ પ્રકટ કરવામાં પોતે તત્પર છે. જે નિજ પુષ્ટિસૃષ્ટિ છે તેને તો આપશ્રીએ પ્રકટ કરેલા પુષ્ટિમાર્ગમાં સંપૂર્ણ વિશ્વાસ છે, કેમકે તેમને ફલનો સ્વાદ મલ્યો છે, પણ જેઓ આચાર્યશ્રીનું સ્વરૂપ જાણતા નથી, તેમને તો આપશ્રી પોતેજ શ્રીભાગવતનો અર્થ પ્રકટ કરીને પુષ્ટિમાર્ગ શ્રીભાગવતમાં છે એવો નિશ્ચય કરાવી આપે છે. પુષ્ટિમાર્ગનું મૂલ જ શ્રીભાગવત છે. શ્રીભાગવત-પર ટીકા કરનારા બીજા ઘણા થયા, પણ તેનું રહસ્ય કોઇને મલ્યું નહિ તેથી પુષ્ટિમાર્ગની ખબર તેઓને પડી નહિ. રહસ્ય પ્રકટ કરવાની શક્તિ શ્રીમહાપ્રભુજી વિના બીજામાં નજ હોય શ્રીભાગવતના વિચારક તો એક આપશ્રીજ છે. શ્રીભાગવતમાં તો જ્ઞાનમાર્ગ કે કર્મમાર્ગ, સાંખ્ય, યોગ બધું કહ્યું છે, પણ એ બધામાં મુખ્ય ભક્તિ છે. ભક્તિ પણ ઘણા પ્રકારની છે, તેમાંથી જે ભક્તિને મોક્ષ કરતાં અધિક રસવાળી કહી છે તે જ ભક્તિ મુખ્ય છે. એવી સુંદર રસરૂપ ભક્તિ પુષ્ટિ વિના બીજી હોય જ નહિ. આ મોક્ષથી પણ અતિરસાત્મક ભક્તિ ભાગવતમાં છે, માટે શ્રીભાગવતને રસ ભરેલું ફળ કહ્યું, અને તેમાંના રસનું પાન કરવાનું શ્રીશુકદેવજીએ કહ્યું. કથા તો સંભળાય, નહિ કે પીવાય, પણ પુષ્ટિભક્તિ રસ તો પીવાય—એટલે હૃદયમાં ઉતારાય. તેથી બીજા અનેક માર્ગ તથા ભક્તિઓ

શ્રીભાગવતમાં વર્ણવી છે, પણ મુખ્ય તો પુષ્ટિભક્તિ જ છે. આચાર્યશ્રીને શરણે આવેલા જીવને બીજો દુઃસંગ ન લાગવો જોઈએ. એ જીવ તો શ્રીમહાપ્રભુજીનાં શ્રીસુબોધિનીજીનું ચિંતન જ કર્યા કરે. તેથી કથામાં આસક્તિ બની રહે, ભાવ પ્રકટે, અને દુઃસંગ લાગે નહિ. જ્યાં શ્રીવાક્પતિની વાણીમાં રસ લાગ્યો, ત્યાં અનેકવિધ લીલાઓના રસનો અનુભવ થવાનો, તે રસ પ્રાપ્ત કરવા માટે વિરહ થવાનો, પછીથી ગૃહ આદિમાંથી મન હટી માત્ર પ્રભુમાં જ લાગી જવાનું. જો આવી દશા થાય તો ફલમાં એક પણ પ્રતિબંધ રહે નહિ. માટે જ આપશ્રીએ શ્રીભાગવતના ગૂઢ અર્થ પ્રકટ કર્યા છે.

૮. બ્રહ્મ સાકાર છે એ સિદ્ધાંત મુખ્યત્વે આપે જ સ્થાપ્યો છે. મોક્ષ કરતાં ભક્તિનું ફલ અધિક છે એ જણાવવા માટે આચાર્યશ્રીએ પ્રભુ સાકાર છે—આનંદમય આકારવાળા છે એ વાદ સ્થાપ્યો છે. પ્રભુના સર્વ અવયવો છે, શ્રીહસ્ત, ચરણકમલ આદિ બધું છે પણ તે આનંદરૂપ છે. તેથી જ સર્વ અલૌકિક દેહ–ઇન્દ્રિયથી પ્રભુનું સ્વરૂપ અનુભવી શકાય છે, નિરાકારવાદીઓનું ખંડન કરીને સાકાર બ્રહ્મવાદ આપશ્રીએજ સ્થાપ્યો. બીજા કોઈમાં એ વાદ સ્થાપવાની શક્તિ નહતી બ્રહ્મનું સ્વરૂપ ,આવું છે, એમાં આવા ગુણો છે, એ વાત કોઈ બતાવી શક્યું નહિ. તેમ અવતારો

સગુણ છે એમ સાબીત થયું હતું, માત્ર શ્રીવલ્લભાધીશ્વરે જ બ્રહ્મનાં ફલાત્મક સ્વરૂપને પ્રકટ કર્યું છે.

૯. શ્રીઆચાર્યજી વેદના પારને પામેલા છે. નિરાકાર વાદી લોકો સંપૂર્ણ વેદનું રહસ્ય જાણતા નથી. આપશ્રી તો વેદની સર્વ શાખાઓનું રહસ્ય જાણે છે, તેથી જ જ્યાં બે વાક્ય વિરુદ્ધ જણાય તેની સુંદર વ્યવસ્થા કરી શકે છે. વેદ વાક્યમાં ભગવાનને સાકાર અને નિરાકાર બન્ને કહ્યા હોય તો પોતે વ્યવસ્થા કરે છે કે, પ્રભુમાં લૌકિક આકાર નથી માટે પ્રભુ નિરાકાર છે અને અલૌકિક આનંદમય આકાર છે, માટે સાકાર છે. આવી વ્યવસ્થા બીજા કોઇ કરી શકયા નથી. વળી પોતે વાણીના–સરસ્વતીના–પતિ છે. પોતે પણ ભગવદ્રૂપ છે. વળી આખું જગત્ બ્રહ્મરૂપ છે એમ જ્યાં પોતે સાબીત કર્યું ત્યાં પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ આનંદમય આકારવાળા છે એ સિદ્ધ કરવાનું તો કહેવું જ શું?

૧૦. આપશ્રીએ માયાવાદનું નિરાકરણ કર્યું છે. જો કે બ્રહ્મવાદના સ્થાપનથી માયાવાદ ઉડી જ જાય છે તો પણ પોતે માયાવાદને પણ ખંડી નાંખ્યો છે. માયાના આધારે આખા જગતને મિથ્યા કહેનાર વાદને સર્વ શ્રુતિથી વિરુદ્ધ બનાવીને તોડી નાખવાનો શ્રમ આપે લીધો છે. જગતને માયિક કહેનારા શાસ્ત્રવાકયોનો અર્થ તો જગત્માં વૈરાગ્ય રાખીને પ્રભુમાં ચિત્ત પરોવવાનો છે, પણ જગત્ મિથ્યા

નથી, પ્રભુરૂપ છે. અનેક વેદવાક્યોથી માયાવાદનો તિરસ્કાર આપે કર્યો છે.

૧૧. વળી સર્વ વાદીઓને બોલતા બંધ કર્યા છે. ન્યાયશાસ્ત્રવાળાઓ તો પ્રભુમાં આનંદ જ માનતા નથી. પૂર્વ મીમાંસાવાળાઓ પ્રભુને માનતા નથી, સાંખ્ય પણ તેમજ કહે છે. આવા શ્રુતિવિરુદ્ધ વાદીઓને ઉત્તર આપતા બંધ કરનાર શ્રીવલ્લભાધીશ્વર જ છે. કોઇ વાદીઓ આપે એવા નથી રાખ્યા કે, જેમનાં મોઢાં સભામાં બંધ કર્યાં ન હોય. એવા વાદીઓ પ્રભુને શું ઓળખે અને એમના મતથી બીજાઓ પણ પ્રભુને શું મેળવે ?

૧૨. બધા માર્ગોને દૂર કરીને આપ શ્રીએ માત્ર ભક્તિમાર્ગરૂપી કમલનો સૂર્યરૂપે વિકાસ કર્યો છે. જે માર્ગમાં ભક્તિની શોધખોળ થતી હોય તે ભક્તિમાર્ગ કહેવાય. ભક્તિશાસ્ત્રમાં નિષ્ઠા રાખીને અને ભક્તિધર્મનું આચરણ કરીને ભક્તિમાર્ગનો વિકાસ કર્યો છે. જો કે ગીતા ભાગવત વગેરેમાં બીજા પણ માર્ગો બતાવેલા છે, પણ મુખ્ય ભક્તિ માર્ગ જ છે. એમાં મોટે ભાગે ભક્તિની જ ઉચ્ચતા બતાવનારાં વાક્યો મળે છે. કમળ જેમ સુખ આપે છે તેમ આ ભક્તિમાર્ગરૂપ કમળ સુખ આપનારૂં છે. કમળ જેમ સૂર્યથી ખીલે, તેમ પુષ્ટિમાર્ગના પ્રકાશક સૂર્ય આપશ્રી જ છે, બીજું કોઇ નહિ. ખીલેલાં કમળનો રસ જેમ ભમરાઓ લે છે,

તેમ પુષ્ટિમાર્ગરૂપ કમળનો રસ ભગવદીયો લે છે. બીજાને સૂર્ય તાપ કરે છે અને કમળને ખીલવે છે, તેમ બીજા માર્ગવાળાઓ આચાર્યશ્રીનો તાપ સહન કરી શકતા નથી અને પુષ્ટિમાર્ગીય જનો સુખમાં મહાલે છે.' સૂર્ય ઉદય પહેલાં રાત્રિમાં કમલ જેમ બીડાયલાં હોય છે, તેમ શ્રી મહાપ્રભુજીનાં પ્રાકટ્ય પહેલાં આ માર્ગની એવીજ દશા હતી. અથવા તો ભક્તિમાર્ગદ્વારા જે સેવ્ય કમલ તે પ્રભુનું ચરણ-કમલ, તેના આપ સૂર્ય છે. અથવા માર્ગ અને ચરણકમલ બન્નેના પ્રકાશક આપ છે. માર્ગ દેખાય ત્યારે કમળનાં દર્શનનું સુખ મળે. તે પણ માત્ર કમલ જ નહિ, પણ સુંદર જલથી ભરેલા મનોહર તળાવમાં રહેલું કમળ. ત્રિવિધ પવન વાઇ રહ્યો છે, વિવિધ ભાવથી કલહંસો કેલિક્રીડા કરી રહેલા છે, આવું ઉત્તમ સરોવર તો નેત્રના એ ઉત્સવરૂપ છે. એવી રીતે આચાર્યશ્રીરૂપ સૂર્યના ઉદયથી ભક્તિમાર્ગ દેખાય, સેવ્ય પ્રભુ કમળરૂપે જણાય, તેવા રસરૂપ પ્રભુનો પણ અનુભવ થાય, પછી સ્વરૂપાનંદમાં નિરોધ સિદ્ધ થઇ જાય આ મર્યાદા છે. વળી લોકમાં તો કમળ પણ જુદું અને તેની પાસે જવાનો માર્ગ પણ જુદો, અહીં તો ભક્તિમાર્ગરૂપજ કમળ છે; બન્ને જુદાં નથી. આચાર્યશ્રીની કૃપાથી ભક્તિ રસરૂપ ચરણકમળનો પ્રકાશ થાય. ભક્તિ એટલે સ્નેહરસ અથવા તો રસરૂપ પ્રભુનાં શ્રીઅંગ. આ માર્ગદ્વારા પરમ

મધુરતાથી પૂર્ણ પ્રભુનો અનુભવ થાય છે. ભક્તિરૂપ સ્નેહરસ જયાં અનુભવ્યો એટલે બીજા ભાવનો ગંધ પણ નહિજ રહેવાનો. સૂર્ય તપાવે તેમ શ્રીવલ્લભસૂર્ય તાપકલેશ આપે છે. જેમ જેમ સૂર્ય વધારે ઉગતો જાય અને તાપ વધતો જાય, તેમ આપશ્રીની કૃપા જેમ જેમ વધતી જાય તેમ તેમ વિરહ તાપ વધતા જાય, સર્વાત્મભાવથી સર્વ વિષયોનો ત્યાગ કરીને આવેલા ભગવદીયો ભમરાની જેમ આવાં કમલનો રસ લુંટી શકે. તેઓને જ અધરામૃત મળે, બીજાને નહિ. આ અનુભવ થતાં શ્રીગુસાંઇજી તેનું સ્મરણ આ નામમાં કરે છે.

૧૩. સ્ત્રી અને શૂદ્ર આદિનો પણ ઉદ્ધાર કરવામાં સમર્થ એવા શ્રીમહાચાર્યજી છે. વેદોક્ત મર્યાદાભક્તિ માર્ગમાં માત્ર પુરુષદેહધારીઓનો, તેમાંએ મુખ્યત્વે બ્રાહ્મણોનો જ ઉદ્ધાર છે, મોક્ષ છે, બીજાઓનો નહિ. મુચુકુંદરાજાને પ્રભુનાં સાક્ષાત્ દર્શન થયાં, પણ જ્યારે તેમણે બીજા જન્મમાં બ્રાહ્મણદેહ ધર્યો ત્યારે જ તેમનો મોક્ષ થયો તેથી જ મર્યાદામાર્ગ બધાને ફલ આપતો નથી. શ્રીઆચાર્યજીએ પ્રકટ કરેલો પુષ્ટિભક્તિમાર્ગ તો જીવ માત્રને મોક્ષથી અધિક ફલ આપે છે. સ્ત્રી શૂદ્ર વગેરેને માટે મહાભારત શ્રીવેદવ્યાસે રચ્યું છે, પણ તેથી એમને સ્વર્ગ જ મળી શકે છે, ભગવાનની પ્રાપ્તિ નથી. પણ આ માર્ગમાં તો સાક્ષાત પ્રભુની પ્રાપ્તિ સર્વ જીવમાત્રને થાય છે. પુષ્ટિ-

માર્ગમાં મર્યાદામાર્ગ જેવો કાયદો નજ હોય ગીતામાં પ્રભુએ જ શ્રીમુખે આજ્ઞા કરી છે કે, 'અંત્યજો, સ્ત્રીઓ શૂદ્રો એ બધા મારો આશ્રય કરીને ઉત્તમોત્તમ ગતિને પામે છે તો બ્રાહ્મણ, ભક્તો, રાજર્ષિઓની તો વાત જ શી કરવી?" એટલે મર્યાદાના માર્ગ કરતાં પુષ્ટિમાર્ગ બળવાન અને વિશાળ છે. પુષ્ટિમાર્ગમાં અંગીકાર થયા પછી, બ્રહ્મસંબંધ થયા પછી શ્રીમહાપ્રભુજી પોતેજ સર્વ દોષ દૂર કરીને પોતાના જીવોને સાક્ષાત્ પ્રભુસેવારૂપ ફલનું દાન કરે છે. આમ કરવાનું સામર્થ્ય આચાર્યશ્રીમાં જ છે, બીજામાં નથી. સ્ત્રીશુદ્ર જેવાઓનો સાધારણ ધર્મમાં પણ અધિકાર નથી, ત્યાં માત્ર અંગીકારબલથી શ્રીવલ્લભાધીશ્વર તેમને સાક્ષાત પ્રભુસેવાનો અધિકાર આપે છે. આનાથી વધારે સામર્થ્ય શું હોય? એક અંધારા કૂવામાં પડેલા માણસને કોઇ દયાળુ માણસ જેમ દોરડું નાંખીને બહાર કાઢે છે, તેમ સંસારરૂપ મહા અંધારા કૂવામાં પડેલાઓનો, પોતાના કૃપાકટાક્ષરૂપ દોરડાની સહાયતાથી શ્રીમહાપ્રભુજી ઉદ્ધાર કરે છે. એવી અલૌકિક શક્તિ આપની છે.

૧૪. દૈવી જીવોને અંગીકારમાત્રથી પ્રભુના પ્રિય બનાવનારા આપશ્રી છે. સર્વનો (ગૃહાદિનો) ત્યાગ કર્યા પછી સર્વાત્મભાવ આદિ સાધનોથી પુષ્ટિમાર્ગીય ફલ સિદ્ધ થાય છે, પણ શ્રીમહાપ્રભુજીના માર્ગમાં તો કેવલ આપશ્રી કૃપા

કરીને પોતાના બનાવી દે એટલે ફલ સિદ્ધ થઇ જાય છે. આમાં આ કારણ છે. સર્વાત્મભાવ વગેરે સાધનથી ફલ પ્રાપ્ત થવામાં મુખ્ય હેતુ ભગવાનના પ્રિય થવું એ છે. હવે જો આચાર્યશ્રીના અંગીકાર કરવાથી જ પ્રભુના પ્રિય થવાય તો બીજાં સર્વાત્મભાવ આદિ સાધનોની જરૂર શી ? વળી એકલા પ્રભુના જ પ્રિય થાય એટલું નહિ, પણ શ્રીગોપીજનોની લીલાથી યુક્ત એવા પ્રભુના પ્રિય થાય. આચાર્યશ્રી પણ એજ લીલાને પરવશ છે, એ લીલામાં બિરાજે છે, એટલે એઓશ્રીની કૃપાથી પ્રભુના પ્રિય થવાય તેમાં કહેવાનું શું હોય ? માત્ર પ્રભુનો જ પ્રિય નહિ, પણ નિત્યલીલાના સર્વ સ્વરૂપોને એ જીવ વહાલો લાગે. આ માર્ગમાં શ્રીગોપીજનો જ ગુરુ છે. એમની કૃપા વિના ભગવદ્રસ મળે જ નહિ. એટલે એમની કૃપા પણ હોવી જોઇએ. પરંતુ લીલાનો સર્વ પરકિર શ્રીવલ્લભાધીશ્વરને આધીન છે. આચાર્યશ્રીની ઇચ્છાથી થતી લીલામાં પ્રભુને પણ રસ ઉપજે છે, બીજી લીલામાં નહિ. આ અનુભવ શ્રીગુસાંઇજીનો છે. કેવલ અંગીકાર કરવાથી આવું ફલ મળે, તો પછી ઉદ્ધારની તો વાત શી કરવી ?

૧૫. જીવનો અંગીકાર કરવામાં આપશ્રીએ આવી મર્યાદા (રીત) રાખી છે. જીવને આવો નિશ્ચય થવો જોઇએઃ– "મોક્ષ કરતાં શ્રેષ્ઠ પ્રભુનો સંબંધ છે, એ થાય તો હું કૃતાર્થ થાઉં, વળી ફલરૂપ ભક્તિમાર્ગના પ્રવર્તક આચાર્યશ્રી જ

છે. એઓશ્રીના સેવક થવાથી બધા મનોરથો સિદ્ધ થાય." આવો નિશ્ચય કરીને 'મને આપનો સેવક કરો' એમ પ્રાર્થના કરતો શરણે જાય, એટલે આચાર્ય શ્રી કૃપા કરીને પોતાના માર્ગની રીત મુજબ પ્રભુ પાસે એ શરણાગત જીવને પોતે લઈ જાય અને સ્વમાર્ગના ઉપદેશના પ્રકારથી તેને ઉપદેશ કરે (બ્રહ્મસંબંધ દીક્ષા આપે) અને પ્રભુને નિવેદન કરે. ત્યારબાદ પણ જેને આપશ્રી પોતાના તરીકે અંગીકાર કરે, એ અંગીકાર કરવાની રીત આ સંપ્રદાયમાં છે. જીવના સહજ દોષ તો દૂર થઇ શકે નહિ, એ દોષો ફલમાં નડતર નાંખે, તો છેવટે નાશ થાય, આ શંકા લાવવી નહિ. પ્રભુ ગીતામાં આજ્ઞા કરે છે કે;–"મારો ભક્ત નાશ પામતો નથી." આવી ભક્તિમાર્ગની મર્યાદા છે. ગમે તેવા દોષ હોય છતાંએ પ્રભુસેવાથી દોષવાળો ભક્ત પણ સત્પુરુષ બની જાય છે. અંગીકાર તો આપશ્રી બધા જીવોનો કરે છે જ, માત્ર જેવો જીવનો ભાવ હોય તેવું રસદાન તેને કરે. જેમનો અંગીકાર થયો, તેમને બધાને એકદમ ફલદાન આપ કરતા નથી, પણ ક્રમેક્રમે કરે છે.

૧૯. આપ મહાદયાલુ છે. તેથી જ બધાને મહાફલનું દાન આપ કરી દે છે. જીવોનાં લેશ પણ દુઃખને આપ સહન કરી શકતા નથી. જે જીવ યોગ્ય ન હોય તો પણ તેને બ્રહ્માદિ દેવોને પણ દુર્લભ એવાં ફળનું દાન કરે છે, એટલા

બધા આપ દયાળુ છે. જીવ તો કૃતાર્થ થવા માટે શરણે પણ આવે, છતાં આપશ્રી મોક્ષથી પણ શ્રેષ્ઠ ફલનું જે દાન કરે છે, તે આપની અનહદ કરુણા સૂચવે છે. સામાન્ય ભક્તિનું દાન તો બીજા પણ આચાર્યો કરે, પરંતુ પુષ્ટિમાર્ગીય સાક્ષાત્ પ્રભુસબંધરૂપ ફલનું દાન તો આચાર્યશ્રીજ કરે છે, માટે પોતે મહાદયાળુ છે.

૧૭. આપશ્રી વિભુ છે, તેથીજ સર્વથી ઉત્તમોત્તમ ફલનું દાન કરી શકે છે. મહાદયાલુ હોઈને પણ પોતે સર્વ કરવાને સમર્થ છે. બીજા આચાર્યો ઘણા છે, પણ તેમનો માર્ગ જુદો અને ફલ જુદું. એમને પુષ્ટિમાર્ગ અને પુષ્ટિમાર્ગીય ફલનો ગંધ પણ નથી; તો બીચારા આવા ઉત્તમોત્તમ ફલનું દાન તો કયાંથી કરવાના હતા? બધું સામર્થ્ય શ્રીવલ્લભાધીશ્વરમાં જ છે. યોગ્ય ન હોય તેને યોગ્ય બનાવીને, પ્રભુ સાથે જ તેનો સાક્ષાત્ સંબંધ કરાવી આપવો એ શક્તિ તો વિભુની જ છે.

૧૮. ન દાન કરી શકાય એવું ફલ આપવામાં પોતે અતિચતુર છે. શુદ્ધ પુષ્ટિમાર્ગનાં ફલનું દાન કરવાની શક્તિ પોતાનામાં છે, પણ એ મહાફલ તો અનેક ભકતો પણ મેળવી શકયા નથી, છતાં પોતે તેવાં ફલનું દાન કરે છે. જો મર્યાદા ભક્તિથી સિદ્ધ થતું ફલ જ પોતે આપે તો ભગવાનની આજ્ઞાથી થયલું આપશ્રીનું પ્રાકટય અને પુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય

એ બધાનું પ્રયોજન શું ? મોક્ષથી અધિક ફલ પોતે ન આપે તો એ સર્વનું પ્રાકટ્ય વ્યર્થ થઈ જાય. તેથી પોતે એવાં ફલનું દાન કરે છે કે, જે ફલ પ્રભુવિના બીજું કોઇ આપી શકે જ નહિ. એવું ફલ દાન કરવામાં આપ અતિ સમર્થ છે. જો આવું મહાફલ પોતે દાન કરે તો બીજાં મોક્ષ આદિ ફલ આપવા માટેનું સામર્થ્ય આપશ્રીમાં હોય તેમાં વળી પૂછવાનું શું ? લૌકિકમાં કોઇ પણ માણસ પોતાની પાસે જો કંઇ રસાયણ જેવી લૌકિક ચીજ હોય છે તો તે કદી પ્રકટ કરતો નથી, પણ આચાર્યશ્રી તો બ્રહ્માદિને પણ દુર્લભ એવું પોતાનું સર્વસ્વ સેવકોને દાન કરે છે. મહારસરૂપ પ્રભુ સાથે સાક્ષાત્ સંબંધ તો સર્વાત્મભાવસહિત શરણે જવાથી જ થઈ શકે, પણ આચાર્યશ્રી નિજ સેવકોને યોગ્ય બનાવીને એ સંબંધરૂપ ફલનું દાન કરે તેવા મહાચતુર છે. જેમ ભક્ત પ્રભુ ઉપર અત્યંત સ્નેહથી આસક્ત (લગની લાગેલો) બને, અને તેથી ભક્તના હૃદયમાં જેમ અનેક ભાવો ઉત્પન્ન થાય તેમ પ્રભુ પણ ભક્તમાં આસક્ત બની જાય. આ સામર્થ્ય શ્રીવલ્લભવર વિના બીજામાં નથીજ. વળી કેટલાક આચાર્ય પોતાના ઉપયોગનું ખાસ રહસ્ય તો ગુપ્ત જ રાખે, તેમ આચાર્યશ્રી પોતે પોતાનું ખાસ રહસ્ય ગુપ્ત રાખે અને અન્યનું દાન કરે. આ વાત આગળ સ્પષ્ટ થશે.

૧૯. આપશ્રીનાં ચરિત્ર ઉદાર–અતિનિર્મલ છે. અથવા

આપશ્રી મહાન્ છે અને ઉદાર ચરિત્રવાળા છે અથવા મહાન્ પુરુષોમાં પણ આપનું ચરિત્ર નિર્મલ છે. તેમજ આપના ઉદાર ચરિત્ર ઘણાં છે. અથવા તો મહાન્ ઉદાર ચરિત્રવાળા જેમના સેવકો છે. કોઇથી આપી શકાય નહિ તેવું દાન આપ કરે છે તેનું કારણ એ છે કે, પોતે મહાઉદાર છે. લોકમાં આપણે જોઇએ છીએ કે, એક દાતા (દાન કરનાર) દાન કરતાં પહેલાં દેશકાલનો વિચાર કરે છે, દાનનું ફલ શું છે તે પણ મનમાં રાખે છે, દાન લેનાર સત્પાત્ર છે કે, કુપાત્ર છે તે પણ જુએ છે, ત્યાર પછી દાન કરે છે. શ્રીમહાપ્રભુજી તો મહાન્ ઉદાર દાતા હોવાથી કંઇ જોતા નથી. આપશ્રીમાં આ એક અસાધારણ ધર્મ છે. પોતે પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં નિષ્ઠાવાળા જીવોને આપ પુષ્ટિમાર્ગનું અલૌકિક ફલ આપે છે. એમાં કશો વિચાર કરતા જ નથી. આ ઉદારતા આપની સહજ છે, પોતાનું સર્વસ્વ હોય તેનું દાન મહાન્ ઉદાર આપશ્રી જ કરી શકે છે, પણ તે પરમ કૃપાપાત્રને જ, તેવા કૃપાપાત્ર શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુ છે એટલે શ્રીગુસાંઈજી પોતાનો અનુભવ આ નામમાં પ્રકટ કરે છે.

૨૦. સાધારણ મનુષ્યનું અનુકરણ કરવાના બહાનાથી આસુર જીવોને આપશ્રી મોહમાં નાખી દે છે. સામાન્ય મનુષ્યની જેમ આપશ્રી શરીરનો ક્લેશ આદિ સહન કરીને કેવલ મનુષ્યલીલા કરે છે ! તેથી આસુરી જીવો મોહ પામે

છે. ઉપરનાં ૧૯ નામોમાં જે ધર્મ વર્ણવ્યા એ ધર્મો બધા પૂર્ણ પુરુષોત્તમના છે. શ્રીમહાપ્રભુજી તો આ લૌકિકભૂમિમાં પ્રકટ થયા છે, અને લોકની પેઠે ઘણીખરી રીતે વર્તે છે. છતાં આપશ્રી પૂર્ણ પુરુષોત્તમ જ છે અને પ્રભુનાં બધા ધર્મો પ્રકટ કરીને દેખાડે છે. દૈવી જીવો તો શ્રીમહાપ્રભુજીની લૌકિક નકલથી છેતરાતા નથી. આસુર જીવો જ બીચારા મોહમાં મરે છે. કંસે જાણ્યુ કે, દેવકીજીના ગર્ભમાં પ્રભુ પધાર્યા, છતાં આસુર હોવાથી સમજ્યો નહિ અને દેવકી-વસુદેવને કેદમાં નાંખ્યા. પ્રભુને ઓળખતાં છતાં મારવ માટે પૂતના વગેરેને શ્રીગોકુલમાં મોકલવા માંડ્યો. પૂતના પણ પ્રભુનું પ્રાકૃત બાળક સ્વરૂપ જોઈ છેતરાઇ અને આખરે મુઈ બ્રહ્મા વગેરે દૈવી જીવો તો પ્રભુ ગર્ભમાં આવ્યા એ પ્રાકૃત લીલા જોતાં છતાં મોહમાં પડ્યા નહિ, પણ એમણે ગર્ભસ્તુતિ કરી. એવી રીતે જ આચાર્યશ્રીનાં સ્વરૂપને જાણનારા ભક્તે તો એઓશ્રીના લૌકિક નાટકથી ઠગાતા નથી. એમને તે સદા સર્વદા શ્રીવલ્લભાધીશ્વર સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમરૂપે જ દર્શન દે છે. આસુરી જીવોને મોહ–અજ્ઞાન–ઘેરી લે છે દૈવી જીવોને સ્વરૂપનું જ્ઞાન થયું છે એટલે એમના પ્રકાશવાળ હૃદયમાં મોહ–અંધકાર કેમ પેસી શકે?

૨૧. આપ વૈશ્વાનર–અગ્નિ–છે. લૌકિક લીલા દેખાં છતાં પોતે પૂર્ણ પુરુષોત્તમ છે, કેમકે પોતે અગ્નિસ્વરૂ

છે. "અગ્નિ એ પ્રભુનું મુખ છે" એમ શ્રુતિ કહે છે. આ અગ્નિ પણ આધિદૈવિક અને આનંદમય જ છે. વળી પ્રભુના શ્રીમુખમાં એ અગ્નિ છે એટલે વાણીરૂપ પણ છે. તો પછી આપશ્રી પણ તે સ્વરૂપ જ હોવાથી શુદ્ધ પુષ્ટિમાર્ગ પ્રવર્તાવે, તેનું ફલદાન કરે તેમાં આશ્ચર્ય શું હોય? આ વાત પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપમાં પણ પ્રકટ દેખાતી ન હતી, તે અગ્નિ–સ્વરૂપ આચાર્યશ્રીએ પ્રકટ રીતે બતાવી આપી. બધા જેને લઇ જાય અથવા બધાને જે લઇ જાય તે વૈશ્વાનર કહેવાય. આ અર્થ વેદની રીતે થાય છે. વળી બધા જેના તાબામાં છે એ પણ વૈશ્વાનર કહેવાય. આ બધા અર્થ શ્રીવલ્લભાગ્નિમાં ઘટે છે. અગ્નિરૂપ છે, માટે તે અંધકાર હટાવીને પ્રકાશ ફેલાવે છે.

૨૨. આપશ્રીનું નામ શ્રીવલ્લભ છે. માતપિતાએ તે પાડેલું છે. વલ્લભ એટલે ભગવદીયોને વહાલા. અગ્નિરૂપ છતાં વહાલા લાગે છે. પૂર્ણ પુરુષોત્તમના મુખારવિંદ આધિદૈવિક અગ્નિનું તેજ પણ સહન ન થાય, પણ પોતે તો વહાલા લાગે છે. લૌકિક અગ્નિ તો ફક્ત શીયાળામાં વહાલો લાગે, કેમકે તે ટાઢને નસાડે છે; પણ ઉનાળામાં તો દીઠો એ ન ગમે. આપ તો આનંદમય પ્રભુના આનંદમય મુખરૂપ અગ્નિ એટલે નિરંતર વહાલા જ લાગે. વળી અલૌકિક અગ્નિ રહ્યા, એટલે નિજસેવકોને પ્રકાશ આપે અને આસુ-

રોને અંધારૂં દેખાડે. તેથી જ આસુરોને વહાલા લાગતા નથી. જેમ જેમ ભગવદીયો પ્રેમ વધારે કરે તેમ તેમ આપનું સ્વરૂપ વધારે સમજે, અને પોતે પણ વધારે વહાલું સ્વરૂપ ધરે. લૌકિકમાં રાખથી ઢંકાયલા અગ્નિને ચેતાવવા માટે લાકડાંની જરૂર છે, તેમ શ્રીવલ્લભાગ્નિનું પ્રદીપ્ત સ્વરૂપ અનુભવમાં લાવવા માટે સ્નેહરૂપ ઈંધનની ( બળતણની ) જરૂર છે. તેથી આ દિવ્ય અગ્નિનો મહાન્ પ્રકાશ થાય. આસુરો બહુ તો "આ કોઇ મહાન પુરુષ છે" એટલું જ સમજે છે, પણ સ્નેહ વિના મૂળ સ્વરૂપને તો કદિ ઓળખી શકે જ નહિ.

૨૩. આપનું સ્વરૂપ સત છે. સત એટલે સુંદર, અવિનાશિ. વળી આપનું રૂપ સત્પુરુષોમાં પ્રકાશે છે. સદ્રૂપ એટલે જગતને સત્ય તરીકે ઓળખાવનારા, ભક્તોના વ્યહારમાં સત્ત્વ દેખાડનાર, સંતો જેમનું રૂપ છે, યજ્ઞ યાગાદિમાં જેમનું રૂપ છે એ સદ્રૂપ કહેવાય. લોકમાં કોઈ વહાલો પદાર્થ કોઇ કારણથી અળખામણો પણ લાગે, પણ આપ પોતે જ સુખરૂપ છે એટલે પ્રિય જ લાગે છે. લૌકિક પદાર્થમાં તો સુખ જ ક્યાં છે? આપશ્રી તો સદાનંદમય છે, એટલે હંમેશાં વહાલા જ લાગે છે. આપ એકલા સદ્રૂપ જ નથી, પણ સચ્ચિદાનંદસ્વરૂપ છે. તેથી જ ભક્તોનો સ્નેહ ઓછો થાય તો પણ બળતણ ખૂટતાં લૌકિક અગ્નિની

જેમ આપશ્રીનાં સ્વરૂપનો પ્રકાશ થોડો થાય નહિ. આપનું રૂપ તો તેવું ને તેવું જ રહે છે.

૨૪. સત્પુરુષોનું હિત કરનારા છે. વહાલા હોય અને ભક્તના અનેક ભાવો અને મનોરથોને ન પૂરે તો ભક્તોને ખેદ થાય અને પોતાનામાંનો તેમનો પ્રેમ પણ ઘટી જાય, તેથી ભક્તોની અભિલાષાઓને વિના વિલંબે પૂર્ણ કરીને તેના પ્રિય જ આપ બને છે. ભગવદીયો માટે તો આ દુષ્ટ લૌકિકમાં આપ પ્રકટ થયા છે. નહિતર સાધુ પુરુષોને પણ અસુરોનો ચેપ લાગી જાય.

૨૫. જીવને શીખડાવવા માટે શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા આચાર્યશ્રી છે. પોતે તો સર્વ રસથી પૂર્ણ છે, એટલે પોતાને કંઇ પ્રયોજન નથી, પણ જીવશિક્ષા માટે સેવા કરે છે અને ગ્રંથો પણ આપ રચે છે. સદાનંદ કૃષ્ણ એ ફલરૂપ છે, તેની સેવા આપ કરે છે. શાસ્ત્રપુરાણોમાં જે ભક્તિના પ્રકારો છે, તે પૂજામાર્ગના છે, એટલે પૂર્ણ પુરુષોત્તમનો સ્પર્શ કરનારા નથી. પૂજામાર્ગના પ્રકારો પ્રભુની વિભૂતિરૂપ સુધી પહોંચી શકે, જેમ કે મંત્રાધીન ગોપાલોપાસના વગેરે અનેક પ્રભુ તો કેવલ ભક્તિને જ આધીન છે. મંત્રાદિને આધીન થતા નથી. તેથી કેવળ ભક્તિમાર્ગની રીત પ્રમાણે પ્રભુસેવા આપે શીખવી છે. જો પોતે ન શીખવે તો નિજ સેવકો ભળતા જ માર્ગે ઢળી

જાય અને પુષ્ટિમાર્ગીય સેવાપ્રકારને જાણે નહિ. પોતે તો પૂજામાર્ગ અને ભક્તિમાર્ગ વચ્ચેનો તફાવત બરોબર દેખાડી દીધો. ફલાત્મક પ્રભુની સેવા કરતાં સ્નેહરસ જામે છે અને અંતરમાં સ્વરૂપનો પ્રકાશ પડે છે. તેમ કરીને શ્રીમહાપ્રભુજી ભક્ત જનોનું હિત જ કરે છે.

૨૬. ભગવાનના સ્વરૂપના સંબંધમાં જે કંઈ ઇચ્છા થાય તે બધીને આપ પૂરી કરે છે. પોતે જ જો સેવા શીખવીને ભક્તોના ભગવત્સંબંધી મનોરથોનું દાન ન કરે, એમની ઇચ્છા મુજબ દાન ન કરે તો ભકતો સેવા અને મનોરથના બધાએ પ્રકારો કેમ જાણી શકે? તેથી પોતે જ સેવકોના મનવાંછિત પૂરે છે. જેવા ભાવ હોય તેવા મનોરથો થાય અને આપશ્રી પણ તેવું જ દાન કરે. સેવા પ્રભુની કરવાની અને ફલનું દાન આચાર્યશ્રીના હાથમાં છે. પ્રભુએ આપશ્રીને એટલા માટેજ પ્રકટ કર્યા છે. આપશ્રીને આધીન થઇને પ્રભુ ફલદાન કરે છે. અર્થાત્ શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકુરજી એક જ છે. જુદા માનનાર બહિર્મુખજ છે.

૨૭. સર્વ લક્ષણોથી આપ યુક્ત છે. જીવોના જેટલા ભાવ હોય તેટલાં ભકિતનાં લક્ષણ કહેવાય. એ આપનામાં છે. તેથી જ બધા જીવોના મનોરથો ભાવ પ્રમાણે આપ પૂરે છે. પોતાની પાસે બધાં લક્ષણોની સંપત્તિ ભરી છે. જેવો જીવ આવે તેવું તેને દાન આપ કરે. એ આપનું

અદ્ભુત સામર્થ્ય છે. વળી જ્યોતિ:શાસ્ત્ર મુજબ બધાં શુભ લક્ષણો આપનામાં છે. અથવા તો સર્વલક્ષણવાળા પ્રભુથી આપ યુક્ત છે. તેમ મહા-ઉદારતા આદિ બધાં લક્ષણો આપમાં પ્રકટ જ દેખાય છે.

૨૮. શ્રીકૃષ્ણના જ્ઞાનનું દાન કરનારા; શ્રીકૃષ્ણ જ સેવ્ય છે એવા શાસ્ત્રોનું દાન કરનારા, શ્રીકૃષ્ણના જ્ઞાનથી અંધકારને તોડનારા, શ્રી-સ્વામિની અને કૃષ્ણનું જ્ઞાન કરાવનારા આપશ્રી છે. શ્રીકૃષ્ણ એટલે રસાત્મક ભક્તોથી યુક્ત પ્રભુ; એ જ ભક્તિમાર્ગનું ફલસ્વરૂપ છે. ભગવાનનું જ્ઞાન જેથી મળે તેના અનેક પ્રકારો ભાગવત કે ગીતા વગેરેમાં મળશે, પણ તે જુદી જુદી રીતે વર્ણવેલા છે. તે કંઇ નિજ સેવકોને પસંદ નજ પડે. તેથી શ્રુતિમાં રસાત્મક સ્વરૂપ જે કહ્યું છે, તે સ્વરૂપ તો આપે જ જણાવ્યું. શુક, કપિલ વગેરેને તેનું જ્ઞાન હશે પણ તેઓ મર્યાદામાર્ગીય રહ્યા, તેથી તેમનું જ્ઞાન પણ તેવું જ, આચાર્યશ્રીની જેમ શુદ્ધ પુષ્ટિમાર્ગનું તેમને જ્ઞાન ક્યાંથી હોય? આપશ્રીએ તો ફલરૂપ પ્રભુનું જ્ઞાન કરાવ્યું, જેથી રસનો સ્વાદ પણ કેવો હોય તેની દૈવી જીવને સહેલાઇથી ખબર પડે.

૨૯. આપ ગુરુ છે. માર્ગના ઉપદેશક તથા ફલદાતા પોતે જ એટલે બીજા શુક, નારદ, કપિલ એઓ ગુરુ કેમ ગણાય? તેથી પુષ્ટિમાર્ગના ગુરુ તથા ફલદાતા આચાર્ય-

શ્રીવિના બીજુ કોઇ નથી, એ સિદ્ધ થાય છે. આપનામાં ઘણા ગુણો છે તેથી પણ ગુરુ છે, સુખરૂપ–આનંદમય–ગુરુ છે. આપના વિના બીજાને સેવામાર્ગની કશી ગમ નથી.

૩૦. સ્વરૂપાનંદથી જ પોતે પૂર્ણ–ભરેલા–છે. આપશ્રીથી વિષયસુખ તો દૂર જ નહાસે. આચાર્યશ્રી અગણિત આનંદથી, મનોરથાંત આનંદથી અત્યંત પુષ્ટ છે. આપશ્રીનું શ્રીઅંગ જે પુષ્ટ દેખાય છે, તેનું કારણ આનંદ જ છે. આ આનંદની પાસે બધું તુચ્છ છે, એટલે કપિલ આદિ ઉપદેશ કર્તાઓની જેમ પોતે જુદા જુદા બધા માર્ગો ઉપદેશ્યા નથી. પોતાના માર્ગમાં જ એવો આનંદ છે કે, બધાને ભૂલાવી દે, તો શામાટે બીજા માર્ગોનો ઉપદેશ પોતે કરે? વળી પોતે પોતાનું સર્વસ્વ દાન કરી દે તો પણ પોતાને ખેદ કે ઓછાપણું થતું નથી. બહાર અને ભીતર આનંદથી ભરેલા હોય તેમને વળી ખેદ કેવો ? પોતે ભક્તને સ્વરૂપનું દાન કરે એટલે પ્રભુ પણ એ ભકતપર પ્રસન્ન થાય અને તેને રસદાન કરે, આ લીલાનો અનુભવ કરીને શ્રીવૈશ્વાનર પ્રભુ પોતે આનંદથી ઉભરાઇ જાય. ભરેલા છતાં વધારે ભરાય.

૩૧. કમલપત્ર સરખાં (લાલ) અને વિશાળ નેત્ર આપશ્રીનાં છે. આપમાં આનંદ ભરેલો છે તે નેત્ર પરથી જણાય છે. આપશ્રીનાં નેત્રકમલ શીતલ છે, સુગંધમય છે, સુખ આપનારાં છે, કાંઇક રતાશવાળાં છે. ભક્તો તો એ

નેત્રનાં દર્શન કરીને અત્યંત આનંદ અનુભવે છે. કમળના ધર્મો તો નેત્રમાં સહજ છે, છતાં આપનાં નેત્ર વિશેષ આનંદથી છવાયલાં દેખાય છે. આનંદરસ તો ગુપ્ત છે. તો પણ કોઇવાર લીલારસના અનુભવથી, તે ભાવરસના આશ્ચર્ય રસથી મિશ્રિત–ભીંજાયલી દૃષ્ટિ થાય ત્યારે ગુપ્ત રસ પણ પ્રકટ રીતે ઝલકી રહે છે. કમળ રસસહિત છે, તાપને હરનારાં છે, અનુરાગ પણ તેમાં છે, આ ધર્મો નેત્રમાં પણ છે. આપશ્રીનાં નેત્રકમલ સદા એવાં જ રહે છે.

૩૨. કૃપાદૃષ્ટિની વૃષ્ટિથી આપશ્રીએ દાસ અને દાસીઓને પૂર્ણ કર્યા છે, તેથી જ આપ તેમના વહાલા છે. આપની કૃપાદૃષ્ટિ સેવકોના તાપનો નાશ કરનારી છે. કૃપારસથી ભરપુર કટાક્ષોનો વરસાદ પોતે વરસાવીને દાસદાસીઓને ભીંજાવી દે છે. આ રસથી જે ભીંજાય તે કદી સુકાય નહિ, તેવો જ ભીંજાયલો રહે. આપશ્રીના કૃપાકટાક્ષથી સેવકને સ્વરૂપરસનો અનુભવ થાય અને તેના આનંદથી બહાર અને ભીતર તે પૂર્ણ બને. જેમ પહેલાં ગરમીના –ઉનાળાના તાપથી તપેલા જેમ વર્ષાઋતુપર પોતાનું જીવન ટકાવે, અને વરસાદ થયા પછી શીતલતાનો અનુભવ કરે; તેમ વિરહતાપથી તપેલા પણ કૃપાદૃષ્ટિની વૃષ્ટિ થતાં શીતલ બને, પછી પ્રભુનો સાક્ષાત્ સંબંધ થતાં આનંદપૂર્ણ થાય. આવા સેવકોના આપ પ્રિય છે. તે સેવકો પ્રભુના પણ લાડીલા થાય છે.

૩૩. આપ પતિ છે. નિજસેવકોનું રક્ષણ કરે તે પતિ કહેવાય. પહેલાં સેવકોના પ્રિય થયા હવે પતિ થયા. લોકમાં જે પતિ કહેવાય છે, તે તો માત્ર કહેવાના જ પતિ–ધણી છે, પતિનું લક્ષણ તેમનામાં નથી. પતિ તો તે કહેવાય કે, જેને કોઇનો ભય ન હોય અને ભયભીત થયલા માણસનું રક્ષણ કરી શકે. લૌકિક પતિઓ તો બીચારા પોતે જ મોતના માર્યા પડયા છે, તો બીજાન ક્યાંથી બચાવવાના હતા ? આચાર્યશ્રીને કાલકર્માદિકનો ભય નથી અને શરણે આવેલાઓને તેના ભયથી છોડાવે છે, તેથી ખરા પતિ તો શ્રીવલ્લભવર જ છે. અશરણના શરણ એવા આચાર્યશ્રીને ચરણે આવે, સંસારભયથી ડરી એમનું શરણ સ્વીકારે, તે એમનો જે દાસ બને અને ભયથી રહિત થાય. શરણાગતના પાલનહાર આપ શ્રીજ છે. દીન દાસને શરણે લે, તેના રક્ષણહાર થાય તે જ પ્રભુ; કહો કે એ શ્રીહરિવદનવૈશ્વાનર જ છે.

૩૪. પોતાના સેવકોનો દ્વેષ કરનારાઓને કેવલ રોષની દૃષ્ટિથી પોતે બાળી નાંખે છે. આપશ્રી પતિ થયા એટલે કાલકર્મનો ભય તો ગયો, એટલું જ નહિ; પણ દ્વેષ કરનારા આસુરી જીવોનો પણ ભય રહેવાનો નહિ. કેમકે રોષવાળી દૃષ્ટિથી તેમને આપશ્રી એવા બાળી નાંખે છે કે, ફરી કદિ તેઓ ઉઠે જ નહિ. ભક્તના દ્રોહીઓને જ બાળે છે, જેઓ દ્રોહી નથી તેમને પોતે ન જ બાળે. બાકી ભક્તના દ્વેષીઓને–દુશ્મનોને તો તદ્દન ખાખ કરી નાંખે છે.

૩૫. ભકતોથી સેવાયલા એવા પ્રભુ, પોતે તો હંમેશા ભકતોએ સેવાયલા છે જ, છતાં ભકતોના અનિષ્ટ દૂર કરે અને તેનો અનુભવ ભકતોને થાય એટલે તેઓ એક ક્ષણ આપશ્રીથી દૂર રહે નહિ અને કેવલ આપની જ ટહેલ કરે, તેથી આપ ભકતસેવિત છે. નિજસેવકના દુશ્મનોપર આપની રોષદૃષ્ટિ થાય, પણ જ્યારે ભકતો આપની સેવા કરે ત્યારે અને તેમને જુએ ત્યારે શાંત થઇ જાય અથવા તો ભકતોની સ્તુતિથી આપને શાંતિ થાય.

૩૬. સર્વાત્મભાવવાળા ભકતોથી સુખે સેવાતા એવા. ભકતો ઘણા રહ્યા, અને તેમના ભાવો પણ જુદા જુદા રહ્યા. પણ પોતે તો જેવો ભાવ હોય તેવો તેનો મનોરથ પૂર્ણ કરે. જે ભાવથી આપશ્રીને સેવે, તે ભાવ પૂર્ણ કરીને તેને સુખ આપે અને તેની સેવાનો અંગીકાર કરે, તેથી આપ સુખસેવ્ય છે. વળી ભગવદીયોને પોતે સુખરૂપ જ લાગે છે. કદી ક્રોધવાળા જણાતા નથી. નહિ તો સુખસેવ્ય કેમ કહેવાય ? પોતે સેવકોને સુખદાન કરવા માટે જ પ્રકટ થયા છે; અને ભકતો પણ નિરંતર સેવા કરીને સ્વરૂપાનંદરસમાં છકયા રહે છે. જેમ જલથી અગ્નિ શાંત થાય છે, તેમ ભકતના દુશ્મનોપરનો પોતાનો ક્રોધ ભકતના સંબંધથી શાંત થઈ જાય છે.

૩૭. જે ભકત નથી તે તો દુ:ખથી પણ આપશ્રીની

આરાધના કરી શકે નહિ. ભગવદીયો સુખે સેવા કરે, તેથી બીજા કંઈ ન જ કરી શકે. બીજાઓને કાંઇ સંતોષ .થાય પણ તેઓ સેવા તો ન જ કરે. જેઓ ભકત નથી, તેઓ તો ઉપાસના કરીને જુદા જુદા દેવતાઓનું ભજન મનથી કરે છે, ભકતોના સેવાધર્મની તો યોગીઓને પણ ગમ નથી; સેવાના ફલની પણ તેમને ખબર નથી; તેથી તેવાઓ સેવા કરી શકતા નથી અથવા તો ભકત સેવામાં હુશીયાર હોય તો પણ મહાકષ્ટથી સેવા કરી શકે છે, તો બીજાની વાતજ શી ? બીજાઓ તો ફકત ‘ આ કોઇ મહાપુરુષ છે ’ એટલું સમજે અને દર્શન કરીને વિદાય થઈ જાય.

૩૮. આચાર્યશ્રીના ચરણકમલ દુર્લભ છે. ભગવદીયો તો આપની સેવા સુખેથી કરે છે, પણ બીજાઓને સેવતાં ઘણું જ કષ્ટ થાય, એમ પહેલાંનાં નામમાં કહ્યું, પણ આ નામમાં તો ભકતજનને પણ આપના ચરણકમલની પ્રાપ્તિ માટે દુ:ખ વેઠવું પડે છે એમ વર્ણવ્યું છે. તો આપની સેવામાં કલેશ રહેલો છે એવો સંશય થઇ આવે, પણ તે વધારે વખત રહે નહિ. :આપના ચરણારવિંદની પ્રાપ્તિ માટે જે કલેશ છે, તે અલૌકિક છે, સર્વાત્મભાવ અને વિરહરૂપ આર્તિ–પીડા–એ દુ:ખનું સ્વરૂપ છે, તેથી તે દુ:ખ પણ ફલરૂપ છે. ચરણકમલ–એટલે રસરૂપ ચરણારવિંદ; અલૌકિક ચરણો, તેને મેળવવા માટે દુ:ખ પણ થાય તે

પણ સુખરૂપ જ સમજવું. જો ભક્તોને પણ એવી રીતે દુર્લભ ચરણકમલ છે તો બીજાની તો વાત જ શી કરવી ? ભક્તો તો ગમે તેવાં દુઃખો વેઠીને એ ચરણની પ્રાપ્તિ થયા પછી હૃદય સાથે તેને લગાવે છે, એટલે વિરહાગ્નિ શાંત થાય છે.

૩૯. આપનો પ્રતાપ ઉગ્ર છે—પ્રતિપક્ષીઓ સહન કરી શકે તેમ નથી. ભક્ત ન હોય તે તો આપનો પ્રતાપ જ સહન કરી શકે નહિ, અને તેથી તે પાસે પણ ન જ આવે. વળી બીજો અર્થ પણ આ નામનો છે. ભક્તોને વિરહતાપ થાય તો તેની શાંતિ માટે શીતલ ઔષધો ઘણાં છે, પણ ચરણકમલને હૃદયસરસાં ચાંપવાનો ઇલાજ શા માટે ? એ ઇલાજ તો સાંભળ્યો નથી. આ પ્રશ્નનો ઉત્તર આ નામમાં છે. આપનો પ્રતાપ ઉગ્ર છે. ગમે તેવી ઠંડી વસ્તુથી પણ તે દૂર ન જ થાય, અરે, ઉલટો વધે. એ ભક્તિનો તાપ છે અને તે શ્રીવલ્લભાગ્નની પાસે જવાથી લાગ્યો છે, તે બીજાથી જવાનો નહિ. એમણે આપેલો તાપ એમના રસ-નિધાન ચરણકમલને હૃદયમાં સ્થાપવાથી જ દૂર થાય.

૪૦. શ્રીકૃષ્ણકથારૂપ વચનામૃતથી સર્વ સેવકોને આપ-શ્રીએ પૂર્ણ કરી દીધા છે. એવી રીતે મનોરથો પૂર્ણ થયા પછી બીજી અભિલાષાઓ સામે તેઓ શું કામ જુએ ? તેમ જ પહેલાં જણાવ્યા પ્રમાણે આપશ્રીનો તાપ જો કે બીજાને અસહ્ય છે, તો પણ તે તેજરૂપ હોવાથી કોઇ વખતે

ભક્તોને પણ ચમત્કાર બતાવી દે, તેટલા માટે પોતે પહેલેથી જ વચનામૃતની વૃષ્ટિ કરીને સેવકોને પૂર્ણ કરી દે છે. અમૃત એટલે જે સર્વ ઇંદ્રિયોને સુખ કરે અને બધા તાપ દૂર કરે. શ્રીસુખાગ્નિના તાપથી તપેલાં અંતઃકરણમાં શ્રીમુખમાંથી વચનસુધાની વૃષ્ટિ થાય, એટલે એમાં સાક્ષાત્ શ્રીગોકુલેશ પ્રભુ પ્રકટ થાય, તેથી સર્વ તાપ દૂર થઇને સેવારસમાં સેવકો મગ્ન બને અને વચનસુધાના મદમાં મસ્ત રહ્યા કરે.

૪૧. શ્રીભાગવતરૂપ અમૃતમહાસાગરને વલોવવામાં સમર્થ; શ્રીભાગવતના અર્થનો વિચાર આપથી જ થાય. જેમ આપ વચનામૃત કરીને સેવકોના સર્વ તાપ દૂર કરે છે, તેમ શ્રીભાગવતના અર્થવાળાં વચનામૃતોથી પણ તાપ શમાવે છે. શ્રીભાગવતરૂપ અમૃતનો મહાસાગર, તેને પણ મથીને તેનો સાર આપના વીના બીજું કોણ તારવી શકે ? સેવકોને પણ શ્રીભાગવતનો અર્થ ન સમજાય એટલે સ્વાભાવિકરીતે તાપ થાય જ. તે આપ શ્રીસુબોધિનીજીરૂપ વચનામૃતથી દૂર કરે છે. પહેલાં સમુદ્રનું મંથન કરતી વખતે કેટલાએ દેવો અને અસુરો કામમાં લાગ્યા હતા. અત્યારે તો આપશ્રી એકલા જ મંથન કરનારા છે. મંથન કરતાં એકાદ ટીપું ઉછળ્યું તેનાથી સર્વ સેવકોને પૂર્ણ કરી દીધા; અને બધા તેમાં ડુબી ગયા. માત્ર એક ટીપામાં આટલું સામર્થ્ય છે, તો શ્રીભાગવતરૂપ અમૃતસાગરનું મંથન કરતાં જે સાર નીકળ્યો, તે તો કોણ જાણે કેવોએ હશે ?

૪૨. તેના ( શ્રીભાગવતરૂપ અમૃતસમુદ્રના મંથનના ) સારરૂપ રાસમાં બિરાજતા શ્રીગોપીજનોના ભાવથી આપનું શ્રીઅંગ પૂર્ણ છે. એ ભાવ તો અનુભવીથી જ સમજી શકાય. પહેલાં નામમાં આચાર્યશ્રીએ શ્રીભાગવતસમુદ્રનું મંથન કર્યું એમ કહ્યું. આ નામમાં મંથન કર્યા પછી શું પ્રકટ થયું તે જણાવે છે. દેવો અને અસુરોએ મળીને ક્ષીરસાગરને વલોવ્યો અને તેમાંથી તેના સારરૂપ ક્ષીર કરતાં વિશેષ અમૃત નીકળ્યું એવી કથા છે. અહીં તો શ્રીભાગવત પોતે જ અમૃતનો જ મહાસાગર, એટલે અમૃત જેવા દુનિયાના ઉત્તમોત્તમ પદાર્થનો સાર ખેંચવો અને તેનો અનુભવ કરવો એ કોનાથી બને? તેમ જ એ અમૃત વલોવતાં સારરૂપે તો શ્રીગોપીજનોનો ભાવ જ પ્રકટ થયો. જેમ ક્ષીરસાગરમાંથી નીકળેલાં અમૃતને દેવતાઓ જ જીરવી શકે, તેમ શ્રીભાગવતના સારને શ્રીમહાપ્રભુજી જ ધારણ કરી શકે, જેમ દેવતાઓનાં જ પેટમાં અમૃત પેઠું તેમ અહીં ભાવરૂપ અમૃત આપના શ્રીઅંગમાં ભીતર રહ્યું એમ સમજવું નહિ. આપ તો બહાર અને ભીતર શ્રીગોપીજનોના ભાવથી જ પૂર્ણ છે, બીજા ભાવની ગંધ સરખીએ નથી. ક્ષીર-સમુદ્રનું મંથન કરતાં જેમ અનેક રત્નો નીકળ્યાં, તેમ અહીં પણ શ્રીગોપીજનોના ભાવો એ અમૂલ્ય મહારત્ન છે, અને તેનો અધિકાર માત્ર પોતાને જ રહ્યો એટલે એનાં આભૂ

ધણો પોતે જ ધરી લીધાં. આપના શ્રીઅંગની શોભા એ જ રત્નોથી છે, બીજાં લૌકિક રત્નોથી નહિ. આવા શૃંગાર ધારણ કર્યા પછી આપશ્રીના શ્રીઅંગનાં દર્શન શ્રીગુસાંઈજીને થયાં, જેનાં વર્ણનમાં આ નામ પોતે પ્રકટ કર્યું.

૪૩. માત્ર પાસે આવવાથી જ દૈવી જીવોને શ્રીકૃષ્ણ પ્રેમનું દાન કરનારા શ્રીવલ્લભાધીશ્વર છે. આપશ્રીમાં કંઈ તેવી અદ્ભુત શક્તિ જ છે, આપનો પાસ લાગ્યા વિના રહે જ નહિ. પોતે બહાર અને ભીતર એજ રસથી પૂર્ણ છે એટલે સેવકોને પણ તેનું દાન કરે તેમાં આશ્ચર્ય શું? જે પોતે જે પદાર્થથી પૂર્ણ હોય તેજ તે પદાર્થનું દાન કરે, અધૂરો શું આપે? શ્રીકૃષ્ણમાં વ્રજભક્તસહિત–પ્રભુમાં પ્રેમ થાય તેવું દાન આપશ્રી કરે. આનું નામજ ભાવનું દાન કહેવાય. એ ભાવો તો સાક્ષાત્ સ્વરૂપાત્મક લીલાથી ભરપૂર છે. આપનું સ્વરૂપ અલૌકિક છે, સુગંધમય છે. આપના શ્રીઅંગની સુગંધને કમલના સુગંધ સાથે અને અગરના સુગંધ સાથે શ્રીભાગવતમાં સરખાવી છે. જેવું આપનું સુગંધ પૂર્ણ શ્રીઅંગ તેવુંજ વ્રજભક્તોનું શ્રીઅંગ છે. તેમના ભાવ પણ તેવાજ રહ્યા. એ ભાવથી પૂર્ણ શ્રીમહાપ્રભુજી પણ પરમ સુગંધમય છે. તેથી ભક્તો પાસે આવે એટલે એમને સુગંધ આવેજ. જેમ મલયગિરિચંદનની સુગંધવાળો પવન લીંબડાને પણ જો લાગે તો લીંબડો ચંદનરૂપ થઈ જાય, તેમ

સેવકો પણ આપના જેવાજ થઈ જાય. પણ અહીં તો પ્રેમનું દાન કર્યું એટલે એ સુગંધ જેને પોતે આપે તનાજ અનુભવમાં આવે, બીજાને નહિ. એવી એ દિવ્ય સુગંધ છે.

૪૪. બીજા વિષયોની મૂચ્છાથી મુકત કરનારા, અથવા તો કાલકર્મ વગેરેથી મુકત કરનારા, વળી મોક્ષ કરતાં વિશેષ મુકિતનું દાન કરનારા પોતે છે. જેવો અધિકારી તેવું દાન તેને કરે. શ્રીકૃષ્ણનાં પ્રેમનું દાન કરીને પુષ્ટિમાર્ગની મુકિત –સાક્ષાત્પ્રભુના સંબંધરૂપમુકિત–એનું દાન પોતે કરે છે. મર્યાદામાર્ગમાં સાયુજ્ય વગેરે મોક્ષ ફલરૂપ છે, તેમ આ માર્ગમાં સાક્ષાત્ પ્રભુનો સંબંધજ ફલરૂપ છે. જેમ મોક્ષ પામેલાઓ પલટાતા નથી, તેમ નિત્યલીલામાં પ્રવેશ થયા પછી બીજો પલટો થતો નથી. અહીં પુષ્ટિમાર્ગીય ફલને 'વિમુકિત' કહી તેનું કારણ આ છે. પ્રભુપ્રેમ થયા પછી, તાપકલેશના ભાવથી દેહ, ઇંદ્રિય આદિનો લય સાક્ષાત સ્વરૂપમાં જ થાય, આ સાધન અવસ્થાની મુકિત છે. ફલ અવસ્થામાં તો શ્રીગોપીજનના ભાવથી અલૌકિક દેહ પ્રાપ્ત થાય, તે પછી પરમફલરૂપ સાક્ષાત્ પુષ્ટિસ્વરૂપમાં–કોટિકંદર્પલાવણ્યમાં, મધુરતાના ભંડારમાં–એના એકે એક અંગનું દર્શન કરતાં તૃપ્તિ ન થાય અને તલ્લીન બની જવાય, પરમ આનંદનો સ્વાદ લેવાય, એ પુષ્ટિમાર્ગનો મોક્ષ છે.

૪૫ આપનો મુદ્દો માત્ર રાસલીલામાં જ છે. બીજી અનેક લીલાઓ છે, પણ રાસલીલા જેટલો ઉત્સાહ દરેકમાં નથી સર્વ માર્ગોનાં ફલ કરતાં સ્વમાર્ગનું ફલ શ્રેષ્ઠ છે, એ

વાત આ નામથી સિદ્ધ થાય છે. રાસલીલામાં પ્રભુનાં સ્વરૂપનો સાક્ષાત સંબંધ થાય છે. એ જ બધા કરતાં મહાફલ રૂપ છે. મોક્ષ પણ એથી અધિક નથી. જો મોક્ષ વધી જતો હોત તો પ્રભુ એ મહાફલ પછી મોક્ષનું દાન કરત, પણ, પોતે તેમ કર્યું નથી. ઉલટું મોક્ષ થયા પછી, એનો આનંદ ચખાડયા પછી સ્વરૂપરસનો અનુભવ કરાવ્યો છે. તેથી મુખ્ય ફલ રાસલીલા છે, તેથી જ એ લીલાનું વર્ણન 'ફલ-પ્રકરણ' એ નામે ઓળખાય છે. આ ફલનું દાન કરવા માટેજ આપ સર્વ લીલા કરે છે. રાસલીલાનું ફળ તો શ્રીગોપીજનોની પેઠે સર્વાત્મભાવ થાય ત્યારેજ મળે. અલૌકિક દેહ મલ્યા પછી સર્વાત્મભાવ થાય અને ફલના ભોગનો આરંભ ખૂબ તરેહથી થાય ત્યારેજ ફલનો પણ અનુભવ અને એ મહારસનોએ અનુભવ થાય.

૪૬. કૃપા કરીને એ રાસલીલાની કથા આપ કહે છે. સેવકોપર આપને વાત્સલ્યભાવ છે. તેથી જ એ દુર્લભ કથાનું દાન તેમને પોતે કરે છે. રાસલીલારૂપ ફલ સર્વથી અધિક છે એ સિદ્ધાંત બીજી રીતે પણ દૃઢ કરે છે. કથાનું દાન એટલે કથન, ઉચ્ચાર એ જ હોય છતાં કૃપા કરીને દાન કરે છે, અને તેમાં પણ પ્રદાન કરે છે એટલે કથાની સાથે એ લીલાનો અનુભવ પણ કરાવી દે છે. ફલદશામાં પહેલાં કહ્યા પ્રમાણે અનુભવ થાય, પણ સાધનદશામાં તો પહેલાં પ્રભુ-પ્રેમનું દાન આપશ્રી કરે છે, તે પછી રાસલીલાની કથાનું દાન આપ કરે એટલે ભાવનો ઉદય થાય, ત્યારબાદ વિરહા-

વસ્થાની બેચેની, વ્યાકુલતા વગેરે દશારૂપ રસનો અનુભવ થાય, તે પછી સર્વાત્મભાવ સિદ્ધ થતાં લીલામાં ઉપયોગી દેહનું દાન પ્રભુ કરે; આ થઇ સાધન દશા, તે પછી ફલદશામાં રસનું દાન તે સેવકને આપશ્રી કરે છે. આ દાન શ્રીમહાપ્રભુજી પોતેજ જો કરે તો જ ફળ લાગે નહિ તો પ્રેમલક્ષણા ભક્તિનાં ફળ રૂપે પણ મોક્ષ જ સરજાયલો છે.

૪૭. માત્ર એક વિરહનોજ અનુભવ કરવા માટે સર્વનો ત્યાગ કરવાનો ઉપદેશ કરનારા છે. શ્રીગોપીજનોને જે વિરહ થયો તેવો અનુભવમાં આવવો જોઇએ. એને માટેજ ગૃહાદિનો પણ ત્યાગ કરવો ઘટે. આ નામના પહેલાંના નામમાં કહ્યું કે, આચાર્યશ્રી રાસલીલારસનું દાન કરે છે, એટલે રાસમાં સંયોગવિપ્રયોગ બન્ને રસ આવી જાય છે. એ રીતે રાસની ભાવનમાં વિપ્રયોગ રસ છેજ. છતાં કેવલ વિરહરસ, કે જેમાં બીજો ભાવ મુદ્દલે ભળે નહિ એવા સ્વતંત્ર વિરહરસનો મુખ્ય અનુભવ થવો જોઇએ. આના અનુભવને પરિણામે બેચેની, અસ્વસ્થતા, કળ ન પડવી, મૂર્છા, ઉજાગરા વગેરે દશાઓ થાય. આ અનુભવ માટે સર્વનો ત્યાગ કરવો જોઇએ. રાસલીલામાં જે વિરહરસ છે, તે કેવલ સ્વતંત્ર નથી. તેમાં બીજી લીલાઓનો પ્રવેશ છે. શ્રીગોપીજનોએ પૂતના મારણ આદિ લીલાઓ કરી છે, તેમજ બીજી પણ કેટલીક એવી વાતો છે કે, જેથી વિરહરસનું શુદ્ધ સ્વરૂપ રહેતું નથી. આપશ્રીએ તો કેવલ વિપ્રયોગરસનો અનુભવ કરવા માટે સર્વ ત્યાગનો ઉપદેશ કર્યો, જેથી એનો અનુભવ થાય. વળી

સર્વનો ત્યાગ કરે એટલે કોઇના દુઃસંગથી આપશ્રીએ દાન કરેલો ભાવ પણ ચોરાઈ જાય નહિ. બીજાનો સંગ ન થાય એટલે ક્રમે ક્રમે ભાવના તરંગો ઉછળ્યા કરે; અને શુદ્ધ રસનો અનુભવ પણ નિરંતર થાય.

૪૮ સેવાનાં આચરણનો ઉપદેશ પોતે કર્યો છે. સેવા અવશ્ય કરવી એવો ઉપદેશ કરનારા શ્રીવલ્લભવર છે. વિરહનો અનુભવ કરવા માટે સર્વના ત્યાગનો ઉપદેશ કરીને ભક્તિ-માર્ગમાં સ્થિર થવા માટે સેવાનો ઉપદેશ કરવોજ રહ્યો. અન્યાશ્રયનો ત્યાગ કરીને કંઈપણ લાલચવિના એક મહા-ફલ સમજીને સેવા કરવી જોઈએ એવો ઉપદેશ આપે કર્યો. પોતે પણ પોતાનું તેવુંજ ચરિત્ર દેખાડી દીધું. એક સંન્યાસી પણ બધું છોડીને સંન્યાસીની અવસ્થામાં રહીને સંન્યાસ ધર્મોનું પાલન કરે છે. તેમ સર્વનો ત્યાગ કર્યા પછી પ્રભુમાં થયેલો સ્નેહ પુષ્ટ બને તેને માટે સેવા કરવી, નહિ કે વર્ણા શ્રમધર્મનું જ મુખ્ય આચરણ કરવું. મુખ્ય પ્રભુસેવા અને તેથી સમય મળતાં વર્ણાશ્રધર્મનુ પણ પાલન કરવું રહ્યું.

૪૯. શ્રૌત અને સ્માર્ત કર્મોની પદ્ધતિના પણ આપ પ્રવર્તાવનારા છે. કેમકે લોકસંગ્રહ પોતે ન કરે તો કોણ કરે ? જો કેવલ ભક્તિમાર્ગનો જ ઉપદેશ આપશ્રી કરે અને પોતાના સેવકોમાં વર્ણાશ્રમધર્મનો પ્રચાર ન રાખે તો બહિર્મુખ લોકો પોતે પ્રવર્તાવેલા ભક્તિમાર્ગ પર દોષનો આરોપ મૂકે, અને ભક્તિમાર્ગ પણ દોષના આરોપનું કારણ બને માટે કર્મમાર્ગ પણ આપે પ્રવર્તાવ્યો છે. સર્વનો ત્યાગ

કર્યા પછી કંઈ આશ્રમધર્મનું પાલન મુખ્યત્વે ન જ થાય, તેમજ જે કર્મનો ત્યાગ કરવાનો વેદે ઉપદેશ કર્યો છે, તે કર્મનું આચરણ પણ ઘણું કરીને નહિ જ થાય એટલે કંઇ પણ વેદોક્ત બાબત ભક્તિમાર્ગમાં રહે નહિ, એટલે ભક્તિ માર્ગ પ્રમાણવાળો નથી એવો આક્ષેપ દૂર કરવાને પોતે કર્મો કર્યાં અને તેમ કરીને તેનો પ્રચાર કર્યો. જો પોતે કરે તો બીજાએ પણ કર્મ કરવાં જોઈએ તેમાં સંદેહ શો ?

૫૦. અગ્નિહોત્ર વગેરે યાગો અને તપ દાન વગેરે બધાં માત્ર ભક્તિમાર્ગનાં સાધનો છે એવો ઉપદેશ કરનારા. એ સાધનો કંઈ જ્ઞાનનાંજ નથી, ભક્તિનાં પણ છે. આ ભક્તિ સાધનરૂપ સમજવી, ફળરૂપ નહિ. પોતે કર્મમાર્ગ પ્રવર્તાવ્યો એટલે આપશ્રી પણ યજ્ઞયાગ કરે જ; અને તેમ કરીને પોતાના સેવકોને ભક્તિમાર્ગમાં અપરાધ પડતો નથી તેવી શિક્ષા આપ આપે છે. મતલબ કે પોતે યાગ કરે છે અને ભક્તિમાર્ગમાંના અપરાધો દૂર થાય છે. ભક્તિમાર્ગમાં બે અપરાધ છે. એક તો બીજા દેવનો સંબંધ ( આશ્રય ) અને બીજો ભક્તિમાર્ગીય ફલ ન મળે તે; આ બન્ને અપ-રાધોની નિવૃત્તિ પોતાના કરેલા યજ્ઞથી થઈ જાય છે. બીજા દેવતાઓના યાગો એ દેવતા ભગવાનની એક વિભૂતિ શક્તિ-જેવા છે એમ માનીને જ આપશ્રીએ કર્યા છે, નહિ કે એ દેવતાઓ કોઈ સ્વતંત્ર દેવ છે એમ માનીને. દેવતાઓ સ્વતંત્ર નથી પણ પ્રભુની વિભૂતિ છે એમ માનીને જ પૂજન કરવાનું યુધિષ્ઠિર રાજાએ પ્રભુ પ્રત્યે કહ્યું છે. આમાં

કાંઇ વિચાર કરવા જેવું પણ નજ હોય; કેમકે યાગનું ફળ પણ ભક્તિ જ છે, નહિ કે પુષ્ટિમાર્ગ. આટલી શિક્ષા આપશ્રીએ જે યજ્ઞયાગ કર્યા, તેના પરથી આપના સેવકોએ લઇ લીધી. ભક્તો જો કર્મ કરે તો સ્વર્ગફલની આશાથી નહિ, પણ કેવળ ભક્તિરૂપ ફલને માટે જ યજ્ઞયાગ કરે. જોકે કર્મ ખુદ ભક્તિનાં સાધન પણ નથી, છતાં લોકસંગ્રહ કરવા માટે ભગવદાજ્ઞા થઇ છે માટે જ એ ભક્તિનાં સાધન છે, તથી એ કરવાં ઘટે.

૫૧-૫૨. પૂર્ણ આનન્દ સ્વરૂપ અને જેમના મનોરથો પૂર્ણ છે એવા. અથવા તો ભક્તિરસથી ભરેલા વૈષ્ણવોમાં જેમનો આનંદ છે, અને પૂર્ણ એટલે કંઇ પણ દુન્યવી અભિલાષા વિનાના ભક્તો જેમની કામના કરે છે એવા. જો કે આપશ્રી પહેલાં જણાવેલાં કારણસર જ યજ્ઞયાગ કરે છે તો પણ તેનુ ફળ તો સ્વર્ગ છે. એટલે શ્રીમહાપ્રભુજીને સ્વર્ગસુખની કે બીજા કોઇ ફલના કામના હશે એમ કોઇ બહિર્મુખ બોલે તેના જવાબમાં આ બન્ને નામો કહ્યાં છે. સ્વર્ગ વગેરે સુખ તો ભગવાનના આનંદના લેશની બરોબર પણ નથી, અને આચાર્યશ્રી તો ભગવદાનંદથી પૂર્ણ છે એટલે એવા તુચ્છ આનંદની તે વળી ઇચ્છા કરે ખરા? બહિર્મુખની શંકા ઉભી જ ક્યાં રહે છે? વળી પોતે પૂર્ણકામ છે. લૌકિક કામસુખ કરતાં અગણિત સુખવાળા અલૌકિક કામથી આપ પૂર્ણ છે. તેથી લૌકિક કામના પણ આપનામાં નથી જ. વળી કર્મ બે પ્રકારે થાય છે. એક તો

કર્મ સ્વાર્થ સાધવા માટે અને બીજા નિઃસ્વાર્થપણે થાય છે. તેમાં જે નિષ્કામ કર્મ છે તેથી ચિત્તશુદ્ધિ થાય છે અને જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે પછી મર્યાદાભક્તિ કરતાં તેનું પરમફળ અક્ષરબ્રહ્મમાં સાયુજ્યરૂપ મળે છે. તે અક્ષરબ્રહ્મમાંનો આનંદ ગણિત છે (મપાય તેવો છે), પૂર્ણ આનંદરસ તેમાં નથી. શ્રીવલ્લભાધીશ્વર તો પોતે જ પૂર્ણાનંદ છે, એટલે એવા આનંદને કેમ ઇચ્છે? હવે સકામ કર્મનું ફળ તો તુચ્છ જ છે. એટલે પૂર્ણકામ એવા શ્રીમહાપ્રભુ તેવાં કર્મ કદી કરે જ નહિ. ત્યારે જે કંઇ કરે છે તે માત્ર પ્રચાર કરવા માટે નહિ કે ફલની પ્રાપ્તિ માટે.

૫૩. પોતે વાણીના પતિ છે, વેદાદિક સકલ વિદ્યાના સ્વામી આપજ છે. અથવા તો પોતે અગ્નિરૂપ હોવાથી વાણીના અધિષ્ઠાતા દેવ છે. વળી આચાર્યશ્રી પોતેજ બીજા-ઓની કામના પૂરનારા છે, વાણીના પતિ રહ્યા એટલે પ્રભુના શ્રીમુખના અધિષ્ઠાતા આગ્ન જ આપશ્રી છે. યજ્ઞયાગાદિમાં જે કંઇ હોમાય તેના ભોક્તા આપ જ છે. એ કર્મમાં બધું અગ્નિમાંજ હોમાય છે, એટલે બધું આપશ્રીને જ પહોંચે છે. એવી રીતે પોતે યજ્ઞકર્તાઓનાં દ્રવ્યનો અંગીકાર કરીને તેમના મનોરથો પણ પૂર્ણ કરે છે, તો પોતે પૂર્ણકામ હોય તેમાં આશ્ચર્ય શું? પહેલાં કહ્યું કે, યજ્ઞયાગ વગેરે કર્મ જો કે ભક્તનાં સાધનરૂપે કરવામાં આવે છે, તો પણ તેનું ફળ તો ચિત્તશુદ્ધિ અને જ્ઞાનવૈરાગ્ય જ છે એમ સાંભળ્યું છે. તે કર્મનું ફળ ભક્તિ કેમ હોઇ શકે? છતાં તે કર્મનું ફળ

ભક્તિ જ છે એનું કારણ આ નામમાં છે. આચાર્યશ્રી શ્રુતિના પતિ છે. કર્મ વગેરે પણ બધું વેદની આજ્ઞાથી થાય છે. વેદ અથવા શ્રુતિને પણ પ્રભુની આજ્ઞા મંજૂર જ કરવી પડે, કેમકે વેદો પ્રભુની આજ્ઞાથી નિઃશ્વાસરૂપે પ્રકટ થયા છે. પ્રભુની આજ્ઞા એટલે પ્રભુનું મુખકમલ, મતલબ કે શ્રીવલ્લભાધીશ્વરજ; તો આપશ્રી વેદોના પણ નિયમકર્તા ઠર્યા, એટલે વેદોક્ત કર્મનું ફળ ભક્તિ જ સ્થાપે તેમાં આશ્ચર્ય શું ?

૫૪. પંડિતોના આપ ઈશ્વર છે; દેવોના પણ ઈશ્વર છે. જ્ઞાનમાર્ગીય જ્ઞાની વિદ્વાનો પણ આપશ્રીની પાસે જ્યારે આવે છે, ત્યારે તેમને પણ ભક્તિમાર્ગીય બનાવીને પોતેજ ફળદાતા બને છે, યજ્ઞયાગમાં જે દેવતાને ઘી વગેરેની આહુતિ અપાય છે તે જ દેવતા ફલનું પણ દાન કરે છે. ભક્તિમાર્ગ તો કેવલ કૃપાસાધ્ય જ છે. તો યજ્ઞયાગ કરવાથી તે દેવતાઓ ભક્તિનું દાન કેમ કરી શકે ? એ પ્રશ્નનો ઉત્તર આ છે. આચાર્યશ્રી બધાના નિયામક છે. એટલે યજ્ઞયાગમાં આવેલા દેવતાઓ ભગવાનની વિભૂતિરૂપ છે, એટલે તે દ્વારા ભગવાન જ ફળદાતા થાય છે. અહીં એ પણ સમજી લેવું કે, ભક્તિમાર્ગીય જીવે આ દેવો મારા પ્રભુનાજ અંશ છે એમ સમજીને જ તેમને પૂજવા. નહિ તો અન્યાશ્રય દોષ લાગે જો તેમ માનીને દેવોને પૂજે તો તેના નિયામક શ્રીમહાપ્રભુજીજ હોવાથી હોવાથી પોતેજ તેના ફળદાતા થાય છે અને તેથી માત્ર ભક્તિ જ ફળે છે.

૫૫. શ્રીકૃષ્ણનાં સહસ્ર નામોના વક્તા પોતે છે. કૃષ્ણ

એ ફળરૂપ છે. તેનાં હજાર નામ પોતે જ કહ્યાં છે. આ સહસ્રનામદ્વારા પોતે પ્રભુનું જ્ઞાન પણ કરાવે છે અને ફળદાન પણ કરે છે. જો કે વૈશંપાયન વગેરે ઋષિઓએ ભગવાનનાં સહસ્ર નામો વર્ણવ્યા છે, પણ તે બીજાં પુરાણોમાં પ્રસિદ્ધ છે તેજ છે, એટલે તે ફલાત્મક પ્રભુનાં નામો નજ હોય. આચાર્યશ્રીએ તો શ્રીભાગવતમાં વર્ણવેલી દશ લીલાથી યુક્ત પૂર્ણ પુરુષોત્તમનાં નામો પ્રકટ કર્યાં છે. એવું કોઇ કરી શકયું નથી. ભક્તિનાં સાધનરૂપ કર્મ કરતાં તો હજારો જન્મારા વીતી જવાના અને પછી ભક્તિ થાય તો થાય. પણ અહીં તો એક અંગીકારથી જ પુષ્ટિફલ મળી જાય છે. કેમકે આચાર્યશ્રીએ ફલરૂપ પ્રભુનાં નામો વર્ણવ્યાં છે. નામ પણ સ્વરૂપરૂપ જ છે. એટલે તેનું સ્મરણ કરીને જો પાઠ કરવામાં આવે તો સંપૂર્ણ ભાગવતના પાઠનું ફલ મળે એટલે શ્રીભાગવતમાં વર્ણવેલાં પ્રભુનાં સ્વરૂપ સાથે એકદમ સંબંધ થાય. એટલે જે પોતાના સેવકો છે તે તો એ શ્રીપુરુષોત્તમનામસહસ્રનો પાઠ જ કરે છે, બીજું કંઈ કરતા નથી. છતાં જે કંઈ કર્મ કરે છે તે પ્રભુના ઇચ્છા ધારીને જ કરે છે, કેમકે પ્રભુની આજ્ઞા ન માને તો પોતાના સ્વામીનો દ્રોહ કર્યો કહેવાય. તેથી લૌકિક વૈદિકમાં શ્રદ્ધા રાખવી નહિ, માત્ર કર્મ કરે જવાં. તેનું ફળ પ્રભુ જ છે બીજું નથી એમ સમજવું. વળી શ્રીભાગવતના બાર સ્કંધ રહ્યા, એનું શ્રવણ કે પાઠ વગેરે કરતાં ફલની પ્રાપ્તિમાં વિલંબ લાગે તેથી શ્રીભાગવતમાંથી

હજાર નામો આપશ્રીએ તારવી લીધાં, જેથી સંપૂર્ણ શ્રીભાગવતના પાઠનું ફલ મળે. એવી રીતે આચાર્યશ્રી સેવકોને ફલપ્રાપ્તિમાં વિલંબ થાય તે પણ પોતે સહન કરી શકતા નથી એવા મહાદયાળુ છે જો આવી વાર આપ સહન ન કરે તો કર્મને લઇને વિલંબ થતો હોય તો તે કેમ જ થવા દે?

૫૯. ભક્તામાં આપ આસક્ત છે, વળી ભક્તો જ આપને બિરાજવાનું સ્થાન છે. ભક્તામાં રહેલાં જ્ઞાનરૂપ પોતે છે. અથવા તો ભક્તોનું મુખ્ય સ્થાન પોતે છે. આપશ્રીનું તાત્પર્ય ભક્તોમાં જ છે. આચાર્યશ્રી પોતે દશ[1] લીલાથી યુક્ત એવા ફલરૂપ પ્રભુનાં સહસ્ર નામ જો પ્રકટ ન જ કરત તો ભગવદીયોને શ્રીભાગવતમાં વર્ણવેલાં ફળનું જ્ઞાન પણ મળત નહિ, તેથી ફળ સિદ્ધ નજ થાત; આવી સેવકોની વિટંબના દૂર કરવા માટે જ પોતે સહસ્ર નામો પ્રકટ કર્યાં એવા આપ ભક્તપરાયણ છે. ભક્તને માટે પોતે હંમેશાં પ્રયત્ન કરે છે. ભક્તા જેમજેમ શરણે આવે તેમતેમ અધિકારાનુસાર ફલદાન પોતે જ કરે છે. વળી ભક્તોનાં અંતઃકરણમાં બિરાજે છે, ભક્તોનું હૃદય જ આપનું સ્થાન છે. ત્યાં બિરાજીને પોતે દાન કરેલા ફળનો ભોગ પોતે પણ કરે છે, તેથીજ જલદી ફલ આપી દે છે!

---

૧ સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વંતરકથા, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એ દશ લીલાઓ છે અને તે ત્રીજા સ્કંધથી ૧૨ મા સ્કંધ સુધીના દરેક સ્કંધમાં એક એક લીલા વર્ણવી છે.

૫૭. ભક્તિના આચારો—સેવા—ના ઉપદેશ માટે અનેક પ્રકારના વાક્યોનું નિરૂપણ કરનારા આપશ્રી છે. વેદવાક્યથી આપે સિદ્ધ કર્યું કે, ભક્તિ જ કર્તવ્ય છે. ભક્તિને પરવશ શ્રીમહાપ્રભુજી પોતે પ્રકટ કરેલા ભક્તિમાર્ગના આચારો નવરત્ન ભક્તિવર્ધિની આદિ ગ્રંથોમાં ઉપદેશે છે. પહેલાં પણ આવું જ નામ ( જુઓ ૪૮ મું નામ. ) કહેલું છે, પણ વધારે સ્પષ્ટ કરવા માટે તેમજ દઢતા સિદ્ધ કરવા માટે ફરીને આ નામ કહ્યું છે.

૫૮. પોતાને માટે જેમણે બધું ગૃહાદિક ત્યજી દીધેલું છે તેવા ભગવદીયોના પ્રાણનાથ આપશ્રી છે. અથવા તો શ્રીવલ્લભાધીશ્વરને જેમણે દેહાદિક પ્રાણ વગેરે અર્પણ કરી દીધેલા છે તેવા મહાનુભાવી ભગવદીયોને આપશ્રી વહાલા છે. આપશ્રી જેવું વાક્ય ઉપદેશે તેનો અર્થ પણ ભગવદીયો બરોબર સમજે અને તેવી રીતે આનંદથી તેઓ કૃાત કરે, શ્રીમહાપ્રભુજીની સેવા માટે સેવાથી વિરુદ્ધ જેટલું હોય તેટલું બધું ત્યજી દે; અથવા તો પોતે કૃતાર્થ થવા માટે બધું છોડે એ ભગવદીયોના પ્રાણથી પણ પ્રિય શ્રીવલ્લભવર જ છે. પહેલાં આચાર્યશ્રીની જે આજ્ઞા થઇ કે, સર્વાત્મભાવપૂર્વક ભગવત્સેવા કરવી, તે આજ્ઞા મુજબ ભગવદીયો પણ સર્વનો ત્યાગ કરીને આપશ્રીને શરણે આવ્યા. આચાર્યશ્રી પણ સેવકોને જે આવા વિરક્ત બનાવી દે છે, તેનું કારણ એ કે તેમને ફલનો સંબંધ જલદી થાય. ફલરૂપ પ્રભુનો સંબંધ ત ભગવદીયો સાથે થતાંજ પ્રભુને પણ એક અનેરા રસથી

મહાસંતોષ થાય છે. જેથી પ્રભુને સંતોષ થાય તે ભગવદીય આચાર્યશ્રીને પ્રાણથી પણ વહાલો બને તેમાં સંદેહ શો? વળી પોતાની આજ્ઞા પાળનાર સેવક પણ પ્રિય જ હોય છે.

૫૯. તેવા ભગવદીયોથી આપ સદા વિંટાયલા છે. ભગવદીયોના આપ પ્રાણપતિ છે એટલે અહર્નિશ ભગવદીયો આપની પાસેજ રહે છે. એમના હૃદયમાં એવી ઇચ્છા છે કે, પાસે રહેતાં કોઇ વખત પણ આપશ્રીની કંઇક ટહેલ મળી જાય. વળી આપની સેવા માટે બધુંજ છોડીને સેવકો આવ્યા છે, એટલે જાય કયાં? અહર્નિશ પાસેજ રહે એટલે એમણે સર્વનો ત્યાગ કર્યો છે એ પણ સિદ્ધ જ છે. શ્રીરઘુનાથજી આ નામ 'તાદૃશચેષ્ટિત' છે એવી આજ્ઞા કરે છે. એટલે જેવા ભગવદીયો શરણે આવે તેવી જ આપની ચેષ્ટા એટલે વિલાસો હોય છે.

૬૦. પોતાના દાસ માટે સર્વ સાધનો સિદ્ધ કરનારા છે. દ્રવ્યઅન્નવસ્ત્રાદિની પણ સેવકોને ચિંતા રહે નહિ, તેમજ પ્રભુને પ્રાપ્ત કરવાનાં સાધનોની પણ કાળજી સેવકોને રાખવાની ન જ હોય. વળી નિરંતર સેવામાં મગ્ન રહેતાં પેલાં કર્મ કરી શકાય નહિ એટલે તેનો સેવકોને દોષ લાગે, તેમની ભક્તિ પણ દોષવાળી થાય, સાધનો બગડે તો તેનો પણ આપ નિકાલ કરી નાખે છે. એ દોષ સેવકોને અડીજ શકતો નથી એવાં સાધનો આપે તૈયાર કરી રાખ્યાં છે. વળી શ્રીવલ્લભાધીશ્વરની સેવા માટે બધું છોડીને એમનો જ આશ્રય કરીને જે સેવકો રહેતા હોય તે મહાનુભાવોને વળી

મર્યાદામાર્ગનાં સાધનો કરવાની જરૂર શી છે? કશી નહિ. આપશ્રીએ તો પોતાના દાસને માટે સ્વમાર્ગનાં સાધનો પ્રકટ કર્યાં છે, જે નવરત્ન આદિ ગ્રંથમાં લખ્યાં છે. આ સાધનો તો સેવકોએ અવશ્ય કરવાં. જો તે ન કરે તો સ્વમાર્ગથી પડી જાય. પેલાં મર્યાદાનાં કર્મો તો અશ્રદ્ધાથી કરવાનાં છે અને તે જો સેવાને લીધે ન બને તો દોષ નથી, ભક્તિનાં સાધનો તો અવશ્ય કરવાંજ જોઇએ. અથવા બીજો અર્થ આ પણ થઇ શકે. પુષ્ટિમાર્ગનાં સાધનો પણ જીવથી શું બની શકવાનાં હતાં? આચાર્યશ્રી પોતે એ સાધનો કરે છે તે લોકમાં ભક્તોને જણાવવા માટે કરે છે. તે સાધનો પોતાનામાં પોતે સ્થાપ્યાં. તેથી એ સાધનો પણ બીજે સ્થલે દેખાશે જ નહિ. પણ જેઓ શ્રીવલ્લભાધીશ્વરનો જ આશ્રય કરીને, એક દૃઢ વિશ્વાસથી આપશ્રીની કૃપાને જ સાધન સમજીને નિરંતર આપની સેવામાં તત્પર રહે છે, તેવા દાસ જનોને તો પોતાના જ બલથી જલદી ફલની સિદ્ધિ કરાવી દે છે, તેમનાં સાધનોની આપને જરૂર લાગતી નથી. જો સેવકો સાધનો કરે, તો પણ સાધનોનું દાન તેને કરીને ફળનું દાન પોતે જ કરે છે. દાસને તો સેવાજ મુખ્ય છે. એને માટે જ એમની બધી પ્રવૃત્તિ છે. તો સાધનો પોતાની મેળેજ સિદ્ધ થાય છે. આચાર્યશ્રીની સ્વરૂપસેવા અને તેમાંના વિશ્વાસથી બધુ તેમનું સિદ્ધ છે. તેથી સેવા તો અવશ્ય કરવી રહી. બન્ને રીતે ફલ તો મળે છે. હવે જો નિજ માર્ગની ફલપ્રાપ્તિમાં જ સાધનો નહિ છતાં કંઈ

નડતર આવતી નથી, તો સેવાપરાયણ જીવો સમયસર કર્મ ન કરે તો તેનો દોષ કેમ લાગીજ શકે? છતાં જો કોઇ બહિર્મુખ શંકા કરતો હોય તો ભગવાનના વાકયો તેમની પાસે મૂકવાં, કે જેમાં પ્રભુએ જ કહ્યું છે કે, "મારી સેવા કરનારાઓને કર્મનું બંધન નથી."

૬૧. સર્વ શક્તિઓ ધારણ કરનારા પોતે છે. સર્વ જીવોની શક્તિને પણ પોતાના કબજામાં રાખે છે. સર્વ ભક્તામાં પોતાની શક્તિ સ્થાપે છે. સર્વ શક્તિને માત્ર પોતે એક જ ધારણ કરે છે. સાધન પોતે કરે અને દાસના દોષની નિવૃત્તિ કરે એ કાર્ય પોતે સર્વશક્તિમાન છે તેથીજ કરે છે. સર્વ અલૌકિક શક્તિઓમાં પોતાનું સામર્થ્ય પ્રકટ કરે છે. સર્વ શક્તિઓમાં પોતાનું સામર્થ્ય સ્થાપ્યું એટલે ભક્તો કદાચ સાધનનો લોપ કરે તો તેનો દોષ દૂર કરવાનું સામર્થ્ય આપનામાં છે એ સિદ્ધ થયું. સાધન ન હોય તો પણ ફળદાન કરે; એવી બધી શક્તિઓ આપનામાં છે. ભક્તોને ફલદાન કરવામાં જ સાધનની જરૂર જોતા નથી એટલુંજ નહિ; પણ બધાં કાર્યો સાધન વિના કરવાને સમર્થ છે. ભક્તને જે જોઇએ તે પોતે સ્વેચ્છાથી પૂર્ણ કરે છે. બધી શક્તિઓ આપનામાં છે તેમાં એક અનુગ્રહરૂપ સામર્થ્ય પણ છે, તે કૃપારૂપ શક્તિથી જ ભક્તના હૃદયમાં ખૂબ ભાવના સ્થાપી દે અને ફળદાન કરે, બીજા કશા સાધનની જરૂર જુએ નહિ. જેમ જેમ ભાવ વધે તેમ તેમ ફળની સન્મુખ વધુ થવાય.

૬૨ પૃથ્વીમાં ફક્ત ભક્તિનો જ પ્રચાર કરવા માટે પોતાનો વંશ પ્રકટ કરનારા છે. ભવિષ્યમાં જીવોનો ઉદ્ધાર કરવા માટે પુત્રપાત્રાદિ વંશની સ્થાપના પોતે કરી. ભક્તિમાર્ગ પ્રકટ કરવાની પ્રભુની આજ્ઞા થઇ એટલે પોતે પ્રકટ થયા. પોતે જયાં સુધી પ્રકટ દર્શન આપ્યાં ત્યાં સુધી પોતે પ્રકટ કરેલા ભક્તિમાર્ગને ઉપદેશ અને આચરણથી ભગવદીયોમાં સ્પષ્ટ કરી બતાવ્યો. હવે પછી પ્રભુએ ભક્તિમાર્ગમાં અંગીકાર કરેલ જીવોની ભક્તિમાર્ગમાં પ્રવૃત્તિ પોતાના વંશ વિના નહિ થાય એમ જણાયાથી આપશ્રીએ સ્વવંશ પ્રકટ કર્યો. વંશ એટલે પુત્રરૂપી વંશ, (એટલે વહુજી કે બેટીજી કે પુત્રીના પુત્ર લાલાજી ભટ્ટજી નહિ.) આ સ્થલે શ્રીઆચાર્ય ગોપેશ્વરજી શ્રીગોકુલનાથજીની ટીકાથી પોતાનો મત જુદો દર્શાવે છે. એઓશ્રી 'વંશ' શબ્દનો અર્થ 'શ્રીગુસાંઇજી' કરે છે. એઓશ્રી આ પ્રમાણે આજ્ઞા કરે છે:–પોતાના માર્ગનું સંપૂર્ણ જ્ઞાન પોતાના વિના બીજા કોઇમાં પણ ન જ હોય. એ જ્ઞાનથી ભક્તોનો ઉદ્ધાર પણ આપ શ્રીએ કરવો રહ્યો. વળી પોતે સદા સર્વદા પ્રભુનો વિરહ સહન કરીને પ્રકટ દર્શન આપ્યા કરે એ વાત પણ બનવી અશકય છે. આ બધો વિચાર શ્રીવલ્લભાધીશ્વરે કર્યો. વળી પ્રભુની ઇચ્છા શી છે તે પણ પોતે જાણી લીધી. તે પછી પોતે સાક્ષાત્ અગ્નિસ્વરૂપે પોતાના વંશને એટલે અગ્નિકુમાર–શ્રીગુસાંઇજીને જ પ્રકટ કર્યા. એટલે આચાર્યશ્રીએ પોતાના અગ્નિસ્વરૂપથી તો શ્રીવિઠ્ઠલેશપ્રભુને જ પ્રકટ કર્યા

એટલે બીજું સ્વરૂપ (શ્રીગોપીનાથજી ?) આત્મસ્વરૂપે પ્રકટ કર્યું નથી એટલે શ્રીગુસાંઇજી જેવું સ્વરૂપ તે ન જ હોઇ શકે. શ્રીગુસાંઇજી તો અગ્નિથી પ્રકટેલા અગ્નિ જ છે. જેવા અલૌકિક ધર્મ શ્રીમહાપ્રભુજીમાં છે તેવા જ શ્રીવિઠ્ઠલવરમાં છે. પોતે પ્રકટ દર્શન ન આપે ત્યારે સુંદર રીતે માર્ગ ચલાવે છે માટે વંશ–એટલે શ્રીગુસાંઇજી. જેમ આચાર્યશ્રી ભગવદીયોને સુખસ્વરૂપ છે તેમ શ્રીગુસાંઇજી પણ છે, શ્રી વિઠ્ઠલેશ્વર તો સાક્ષાત્ પ્રભુ છે.

૬૩. પોતે પિતા છે. સર્વ અનિષ્ટથી બચાવે તે પિતા. આ નામ માત્ર વક્તા શ્રીગુસાંઇજીએ જ પ્રકટ કર્યું. એટલે આપ શ્રીગુસાંઇજીના પિતા છે એમ સમજવું. વંશ પણ ઔરસ જ હોવો જોઇએ એટલા માટે 'પિતા' એ નામ પ્રકટ કર્યું, જો ઔરસ પુત્ર ન હોય તો સ્વરૂપાત્મક ન બને. તેથી 'પિતા' નામ છે.

૬૪. પોતાના વંશમાં પોતાનું બધું માહાત્મ્ય સ્થાપેલું છે. વંશ એટલે પુત્રપૌત્ર આદિ. માહાત્મ્ય એટલે પ્રતાપ. આ વાત અનુભવથી સમજાય. જો વંશ પિતાતુલ્ય ન હોય તો ભક્તિમાર્ગનો પ્રચાર કેમ કરી શકે ? તેથી વંશમાં પણ પોતાનું સંપૂર્ણ માહાત્મ્ય સ્થાપ્યું. પિતા જેવા પુત્ર લોકમાં ભાગ્યે જ હોય છે, પણ અહીં તો શ્રીઅગ્નિકુમારમાં આપે પોતાનું પ્રતાપ બલ સ્થાપ્યું એટલે બન્ને એક રૂપજ થયા

૬૫. ગર્વનો નાશ કરનારા છે. જેઓ અભિમાનથી શ્રી મહાપ્રભુજી જેવા થવા જાય તેના ગર્વનો નાશ પોતે કરે

છે. અથવા તો સ્મય એટલે મંદહાસ્ય તેનાથી ભક્તનું દુઃખ દૂર કરે છે. આપશ્રી પોતે પોતાનું બધું માહાત્મ્ય વંશમાં સ્થાપી દે એ એક આશ્ચર્ય ગણાય, પણ તે આશ્ચર્યને આ I અગ્રગું કરી નાંખે છે

૬૬. આપ પતિવ્રતાના પતિ છે. શ્રીમહાલક્ષ્મી વહૂજી પતિવ્રતા છે. ઉપર જણાવેલું આશ્ચર્ય દૂર કરવાનું રહસ્ય આ નામમાં છે, પતિવ્રતા એટલે પતિના વ્રત જેવું જેનું વ્રત હોય તે કહેવાય. એટલે આચાર્યશ્રીમાં જેટલા ધર્મ છે તેટલા ધર્મ શ્રીમહાલક્ષ્મીવહૂજીમાં પણ છે. જો તેમ ન હોય તો સમવિષમભાવ થાય અને શ્રીમહાપ્રભુજી પતિપણું સ્વીકારેજ નાહ. વળી વંશમાં પણ જે કંઇ વિલક્ષણતા દેખાય છે તે પા ૧પત્નીની વિલક્ષણતાને લઇને જ છે અહીં આચાર્યશ્રી સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમના શ્રીમુખરૂપ છે એમ નિરૂપણ કર્યું, શ્રીમહાલક્ષ્મીવહુજી (શ્રીઅક્કાજી) પણ આપશ્રીની બરોબરી ન કરે તો વંશમાં તારતમ્ય-વધઘટ થાય; વિલક્ષણતા દેખાય તેથી આચાર્યશ્રી અને શ્રીઅક્કાજી આનંદમય છે અને આપનાથી ઉત્પન્ન થયેલો વંશ પણ આનંદ રૂપ છે. એ સિદ્ધાંત આ નામમાં ભ-લો છે એટલે કોઇપણ સંશય ઉભો રહેશે નહિ. પતિનું લક્ષણ પહેલાં (૩૩ મા નામમાં) બતાવ્યું છે. એવા પતિ શ્રીવલ્લભવર જ છે. આપમાં અનન્ય વ્રત રાખનારા પતિવ્રતા કહેવાય. એ રીતે અનન્ય થઇને શરણે આવેલા સેવકોના પણ પોતે પતિ છે, પહેલાં કહેલા ધર્મ પ્રકટ કરીને પોતે સેવકોના પતિ થાય

છે, સેવકોને અન્ય ધર્મથી બચાવે છે; પોતાનાં સ્વરૂપનું જ્ઞાન કરાવે છે; સર્વાત્મભાવ સિદ્ધ કરે છે તેથી પતિવ્રતાનું સ્વરૂપ પણ સર્વથી ઉત્તમ અલૌકિક છે. અન્યનો (અન્યાશ્રય) સંબંધ હોય તોપણ તેનો હાથ ગ્રહીને જેઓ એવા જીવને અલૌકિક બનાવ છે, તેઓ પોતાનાં માહાત્મ્યનું સ્થાપન વંશમાં કરે તેમાં આશ્ચર્ય શું? વળી પતિવ્રતા પણ સર્વોત્તમ અને આપ પણ સર્વોત્તમ એટલે બન્નેમાં મુદ્દલે ચડતાઉતરતાપણું નથી; તેથી જ વંશ પણ સર્વોત્તમ જ છે.

૬૭. પરલોકનું સુખ અને આ લોકનુ સુખ પણ પોતેજ ભક્તોને આપે છે. સ્વમાર્ગનું પરલોકનું સુખ એટલે સાક્ષાત્ પ્રભુનો સંબંધ, અને આ લોકનું સુખ એટલે પ્રભુની સેવા માટે અનુકૂળ સ્ત્રી, પુત્ર, ધન વગેરે. ભાગ્યને લીધે કોઈનું તીર્થમાં કે અલૌકિક સ્થાનમાં મરણ થાય તો પરલોકનું સુખ તેને મળે. આ લોકનું પણ સ્ત્રીપુત્રાદિનું સુખ બીજાને દેખાય છે, તોપણ ઉપર જણાવેલા સ્વરૂપવાળાં સુખ તો શ્રીમહાપ્રભુજી વિના બીજું કોઇ આપી શકે જ નહિ. તેથી આ નામ પ્રકટ કર્યું છે. વળી પતિવ્રતાને તો શ્રીવલ્લભવર વિના બીજું આ લોક કે પરલોકનુ સુખ હોયજ શાનું? એને તો પતિ તે જ સુખ છે. છતાં સ્વમાર્ગના સુખનું દાન સેવકોને આપશ્રી કરે છે, કેમકે સ્વમાર્ગમાં પ્રભુસેવા કરવાની છે, સેવકોને બીજી ઇચ્છા નથી પણ આપશ્રીની ઇચ્છા ભક્તિમાર્ગ પ્રવર્તાવવાની છે, તેથી પોતે સેવકોને બન્ને લોકનાં સુખનું દાન કરે છે, એટલે અલૌકિક

પાતવ્રતાનું આ લોકનું પણ જે કઇ સાધન હોય તે પણ અલૌકિક જ જાણવું સર્વાત્મભાવથી જે શરણે આવેલા છે તેને બન્ને લોકનાં સુખનું દાન પોતે કરે છે એ સિદ્ધાંત છે.

૬૮. આપનું હૃદય અતિગુપ્ત છે. આપનો અભિપ્રાય કોઇ જાણી શકે નહિ. ઈશ્વરેચ્છાની કોઇને ખબર કેમ પડે? આચાર્યશ્રી ઉપર જણાવેલાં બન્ને લોકનાં સુખનું દાન કરે છે એમાં તો સંદેહ છે જ નહિ, પણ એ ક્યારે આપે અને કેવી રીતે આપે એ વાત આપણાથી જાણી શકાય નહિ. કેમકે આપ ઈશ્વર છે. કાળનો નિયમ અહિં ચાલે નહિ.

૬૯. અનન્ય ભક્તોને આપનો અભિપ્રાય પોતે જણાવી દે છે. નહિ તો પછી પોતે કૃતજ્ઞ કેમ કહેવાય? પોતાના અંતરંગ ભક્તો—જેવા કે શ્રીપદ્મનાભદાસ આદિ વિરલ ભગવદીયોને પોતાનું અંતઃકરણ જણાવી દે છે. એવા જ મહાનુભાવીઓ ફલ ક્યારે પ્રાપ્ત થશે એ વાત જાણે છે, તે જાણવાની યોગ્યતા કંઈ બધાની ન જ હોય. તે પણ પોતે જણાવે તો જાણે, નહિ કે પોતાની મેળે. તેવા ભક્ત દુર્લભ છે એટલે એ આશય શ્રીગુસાંઇજીને જ જણાવ્યો છે.

૭૦. ઉપાસના વગેરે માર્ગમાં અત્યંત મોહી પડેલાઓના મોહનું નિવારણ કરનારા છે. ઉપનિષદોમાં અને ઋષિઓએ બતાવેલા માર્ગોમાં ફસાયલાઓને ભક્તિમાર્ગ બતાવ્યો અને તેમનો મોહ નષ્ટ કર્યો. નિજજનો પણ કદાચ દુષ્ટ સંગથી ઉપાસનાદિ માર્ગમાં લપસી પડે તો તેમનુ અજ્ઞાન દૂર કરીને પોતે તેમની રક્ષા કરે છે. ઉપાસના વગેરે

માર્ગને ભક્તિમાર્ગ સમજીને વળગી બેઠેલા મહાન અજ્ઞાનીઓને સુંદર ભક્તિમાર્ગનાં દર્શન કરાવીને તેમને મોહથી છોડાવે છે. ઘણા માર્ગો જોઇને ભક્તો ભ્રમમાં પડી જાય તેથી સર્વથી વિલક્ષણ એવો સ્વમાર્ગ તેમને દેખાડે છે.

૭૧. પોતાના સ્થાપેલા ભક્તિમાર્ગમાં સર્વ માર્ગ કરતાં વિલક્ષણતાનો અનુભ કરનારા છે. બીજો માર્ગ પોતાના જેવા નથી એવો અનુભવ આપને થયો છે. માત્ર ભક્તિમાર્ગનું સ્પષ્ટીકરણ કરવાથી જ સેવકોના અજ્ઞાનની નિવૃત્તિ થાય નહિ, પણ તેનો અનુભવ કરવાથી થાય તેથી અહીં અનુભવ કહ્યો. ઉપાસનામાર્ગમાં મુખ્ય ઇષ્ટ દેવતા મંત્રને વશ છે, એક મંત્ર બોલે એટલે તે દેવતા આવે અને બીજો બોલે એટલે પેલા દેવતા વિદાય થઈ જાય! વળી એ બધા દેવતાઓ સ્વતંત્ર નથી, પ્રભુની વિભૂતિ છે. ભક્તિમાર્ગમાં સ્વતંત્ર પરાત્પર પૂર્ણ પુરુષોત્તમ સેવ્ય છે, અને તે કેવળ ભક્તિને જ વશ છે. એ રીતે ઉપાસના અને ભક્તિમાં ઘણું અંતર રહેલું છે. આવો અનુભવ પોતે સેવકોને પણ કરાવે છે. સ્વમાર્ગીય ફળરૂપ પ્રભુને કોઈ મંત્રવિધિ પહોંચી શકતા નથી. એને ભક્તિથી મળી શકાય છે. એટલું જ નહિ, પણ સર્વ ઇંદ્રિયોથી તે ફળનો અનુભવ પણ લઈ શકાય છે. આ આનંદ ઉપાસના વગેરેમાં નથી, તથી ઉપાસના અને પુષ્ટિભક્તિમાર્ગ વચ્ચે મોટું અંતર છે એમ સમજી લેવું.

૭૨. સર્વથી અલગ એવા શરણમાર્ગનો ઉપદેશ કરનારા છે. ગીતામાં કર્મ, જ્ઞાન, ઉપાસના અને ભક્તિ કરતાં

પણ શ્રેષ્ઠ સ્વતંત્ર ભક્તિમાર્ગ, બધાથી જુદી રીતે પ્રભુએ ઉપદેશ્યો છે તેનો ઉપદેશ આપે કર્યો છે. અથવા શરણુમાર્ગને જુદી રીતે ઉપદેશનારા આપ છે. આપશ્રીએ ઉપદેશેલો શરણુમાર્ગ ભક્તિમાર્ગ કરતાં પણ જુદો છે. ઉપાસનામાર્ગ પ્રસિદ્ધ પુરુષોત્તમ સુધી પહોંચે છે. અનુભવથી જ જણાય એવો ભક્તિમાર્ગ એજ ઉપાસનામાર્ગ છે એવી ભેળસેળ બધા કરી નાંખતા, તે અજ્ઞાન દૂર કરીને ઉપાસના અને ભક્તિ એ બન્ને જુદાં છે એ સ્પષ્ટ સમજાવ્યું. હવે આ નામમાં તો આપશ્રીએ જે શરણુમાર્ગ ઉપદેશ્યો છે, તે પેલા ભક્તિમાર્ગ કરતાં પણ વિલક્ષણ છે એમ જણાવે છે. આખું શ્રીગોકુલ પ્રભુને શરણે છે, પ્રભુજ તેના નાથ છે એવું વર્ણન શ્રીભાગવતમાં છે. આ શરણુમાર્ગ ભક્તિમાર્ગનોજ ગણાય. વળી તેનું ફળ સ્વરૂપાનંદનો અનુભવ છે એમ વ્રજલીલાથી સમજાય છે. આ ઉપરથી સ્પષ્ટ ભેદ જણાશે. એક શરણુમાર્ગ મર્યાદાભક્તિનો છે અને બીજો પુષ્ટિભક્તિનો શરણુમાર્ગ છે. બન્નેનાં ફળ જુદાં છે. આ બન્ને વચ્ચે જે બારીકી રહેલી છે તે આચાર્યશ્રીજ જાણી શકે છે. ગીતામાં અર્જુનને જે છેલ્લો શરણે આવવાનો ઉપદેશ કર્યો; તે શરણુમાર્ગ પણ મર્યાદાનોજ છે. તે પણ શુદ્ધ પુષ્ટિમાર્ગનો તો નહિજ. કેમકે, શરણુમાર્ગનો ઉપદેશ થયા પછી અર્જુને એજ કહ્યું કે, “ મારો મોહ નાશ પામ્યો ” અને “ આપનું કહ્યું હવેથી કરીશ. ” આ વચનથી જણાય છે કે, અર્જુન ભગવાનને આધીન બની ગયો.

એટલે આખરે અર્જુનના શરણમાર્ગનું ફળ મોક્ષ જ જણાય છે. એથીજ એ શરણમાર્ગ પણ જો કે મર્યાદાના વાક્યોથી બંધાયલો નથી, ઉલટું તેમાં તો સર્વ ધર્મનો ત્યાગ છે છતાં તે શ્રીમહાપ્રભુજીના શરણમાર્ગ સાથે ભળી શકે નહિ. શુદ્ધ પુષ્ટિમાર્ગનો શરણમાર્ગ તો માત્ર શ્રીગોકુલ-નો શરણમાર્ગ છે. મર્યાદાનો શરણમાર્ગ તેનો સ્પર્શ પણ કરી શકતો નથી. ફળનો સુંદર અનુભવ આજ શરણ માર્ગમાં છે, તેથી તેનો ન્યારો ઉપદેશ શ્રીવલ્લભાધીશ્વરે કર્યો છે.

૭૩. શ્રીકૃષ્ણના હૃદયનો અભિપ્રાય જાણનારા છે. ગીતા-માં ઉપદેશેલો શરણમાર્ગ શ્રીપુરુષોત્તમ સુધી પહોંચે છે, છતાં તેનાથી જુદો શરણમાર્ગ પોતે પ્રવર્તાવ્યો તેનું શું કારણ? એજ કે, પોતે ફલાત્મક પ્રભુનું હૃદય જાણીનેજ જુદો શરણમાર્ગ પ્રકટ કર્યો છે. ગીતાનો શરણમાર્ગ ભક્તિ-માર્ગ જેવો નથી. ભક્તિમાર્ગમાં ફળરૂપ પ્રભુનો સાક્ષાત્ સંબંધ છે, ગીતાના શરણમાર્ગમાં તેવું ફળ નથી. ગીતા તો કહે છે કે, "શરણે આવ, તને પાપોથી છોડાવીશ." એટલે શરણે જવાથી માત્ર પાપ દૂર થાય, જેમ પ્રાયશ્ચિત્તથી નાશ પામે તેમ. વળી ભગવાન્ પણ જેવો અધિકારી હોય તેવું તેને સાધન બતાવે. અર્જુનનો અંગીકાર મર્યાદા પુષ્ટિમાં છે, તેથી મર્યાદા અને પુષ્ટિના મિશ્રણવાળોજ ઉપ-દેશ તેને કર્યો. પાપનો નાશ એ મર્યાદાની વાત અને પાપનાં ફળનો શોક દૂર કરવા માટે બીજું સાધન ન બતાવતાં પોતે જ તેના સાધન થયા એ પુષ્ટિનો અંશ

બતાવ્યો. છેવટે એ શરણમાર્ગના ઉપદેશનું ફળ માત્ર પ્રભુનાં વાક્ય પ્રમાણે ચાલવામાંજ સમાયું અને પ્રભુએ પણ અર્જુનને યુદ્ધ કરવામાંજ ધકેલી દીધો. આ રહસ્ય આચાર્યશ્રી વિના બીજું કોણ જાણી શકે ? વળી પ્રભુ પોતેજ ફલ સ્વરૂપે ભગવદીયોને ફળદાન કરવા માટેજ પ્રકટ થયા છે. હવે જો ભક્તો શરણે આવે તોજ પ્રભુ તેમને એ ફળદાન કરે, નહિ તો નાહ. તે દાન કરવાથી પ્રભુને પણ ભક્તરસનો અનુભવ થાય છે. એટલા માટેજ આચાર્યશ્રીનું પ્રાકટ્ય છે. હવે જો આપશ્રી મર્યાદાથી જુદો શરણમાર્ગ પ્રકટ ન કરે તો બીજું કોઇ જણાવી શકે તેમ ન હોવાથી સ્વમાર્ગની શરણાગતિજ સિદ્ધ ન થાય એ શરણાગતિ મુખ્યત્વે સર્વાત્મભાવરૂપ છે. જો શરણ સિદ્ધ ન થાય તો પછી ફળની યોગ્યતા ક્યાંથી આવે ? તો પછી પ્રભુએ જે અભિલાષા રાખી હોય તે પણ ક્યાંથી પૂરાય ? શ્રીકૃષ્ણનું આવું હાર્દ સમજીનેજ પોતે જુદો શરણમાર્ગ પ્રકટ કર્યો છે.

૭૪. પળેપળે નિકુંજનાયકની લીલાના રસથી પોતે બહાર અને અંદર પૂર્ણ છે. આ નામ શ્રીગુસાંઇજીએ આ અનુભવથી પ્રકટ કર્યું છે. શરણમાર્ગ જુદો ઉપદેશ્યો તેમાં પ્રભુનો અભિપ્રાય આચાર્યશ્રીએ જાણી લીધો. તે એકે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમની ઇચ્છા હવે ફળરૂપ લીલા કરવાની છે. આ રહસ્ય શ્રીગુસાંઇજીએ જાણ્યું, અને પુષ્ટિલીલાનો મહારસ આપના શ્રીઅંગમાં પ્રસરી રહ્યો તેથી આ નામ વર્ણવ્યું. આ નામપરથી સ્પષ્ટ સમજાય છે કે, જે લીલાના

જીવો છે તે તો શ્રીમહાપ્રભુજીએ જણાવેલા શરણમાર્ગેજ શરણે આવે છે, બીજા માર્ગનો આશ્રય તેમને નથી તેમજ હમણાંના જીવો પણ આમ સમજીને જો શરણે આવે તો તેમને પણ શ્રીવ્રજભક્તોની પેઠે જ ફલનો અનુભવ થાય એમાં લેશ પણ સંશય નથી. કેમકે શ્રીવલ્લભાધીશ્વર નિકુંજમાં બિરાજતા પ્રભુની નિત્ય લીલાઓના મહારસથી પૂર્ણ છે.

૭૫. ભગવત્કથાઓથી આપનું ચિત્ત વ્યાકુલ જેવું થઇ જાય છે. લીલારસ તો ભીતર પણ અને બહાર પણ પ્રસરેલો છે. તેથીજ ભક્તો પણ આપનું એ સ્વરૂપ જાણી શકે છે કેમકે, પ્રભુલીલારસનીજ કથામાં આપનું ચિત્ત ચોતરફથી પ્રેરાયલું છે. આપશ્રી નિરંતર એ કથાજ કહે છે તેથી લીલારસ આપનામાં ભરેલો છે એમ વૈષ્ણવો અનુભવી શકે છે. બીજો પણ અર્થ આ નામનો થઇ શકે છે. નિકુંજમાં પણ બે લીલા છે:–૧ સંયોગલીલા અને બીજી વિયોગલીલા, એ બન્ને લીલારસનો અનુભવ પોતાન થાય છે. જ્યારે નિકુંજમાં સંયોગલીલા પ્રસરી રહે છે ત્યારે પોતે બહાર અને ભીતર એ લીલારસથી પૂર્ણ થાય છે. જ્યારે નિકુંજમાં વિપ્રયોગલીલારસ ફેલાય છે, ત્યારે પોતે એ વિરહથી સ્થિતિ સરખીએ કરી શકવા સમર્થ રહેતા નથી, તેથી પ્રભુલીલાની કથાઓ કહીને વિરહનો સમય વીતાડે છે. આચાર્યશ્રી બન્ને રસથી પૂર્ણ છે. સ્વરૂપાનંદ રૂપ મહારસથી આપ ભરપૂર છે. આપે ચિત્તને બધેથી હઠાવીને પ્રભુની કથામાંજ પરોવી દીધું છે. ઉપરથી આપ ગમે તે

વ્યવહાર કરતા હોય, પણ ચિત્ત તો કથામાંજ છે. એ કથા જ્યારે પોતે કહે, ત્યારે ભીતરનો રસ બહાર આવેજ, કેમકે લીલારસનો સ્વભાવજ એવો છે. ભગવદીયોને જોઇને તે ભીતરથી બહાર પ્રકટ થયા વિના રહેજ નહિ.

૭૬. કથા વિનાની બીજી બધી વાત પોતે ભૂલી જાય છે. કથાનો સંબંધ જેમાં ન હોય તેવી બધી વાતો આપ વિસરી જાય છે. બીજી વાત સ્મરણમાં આવે તોજ કથામાં પરોવેલા ચિત્તને વિક્ષેપ થાય. બીજું સાંભરેજ નહિ એટલે કથામાં ચિત્ત ચોટી રહે. કથા એજ આપનું જીવન છે. કથા વિનાના સર્વ સાધનો ભૂલાય, એટલે જીવનનાં સાધનો પણ યાદ રહે નહિ, તો જીવન કેમ રહે? છતાં કથારૂપ અમૃતથી જીવન નભી રહે છે. વિપ્રયોગ લીલારસથી પોતે પૂર્ણ હોય અને વિરહતાપથી તપેલા ભગવદીયો જ્યારે આવે ત્યારે આ કથારૂપ અમૃતજ જીવનરૂપ થઇ પડે છે.

૭૭. વ્રજ અથવા વ્રજવાસીઓ આપને વહાલા છે. આપ જે ભગવત્કથા કરે છે તે બધી વ્રજની છે. તેથીજ આપને વ્રજ પ્રિય છે. અર્થાત્ કથાસંબંધી જે કાંઇ હોય તે આપને વહાલુંજ લાગે. વ્રજ એટલે વ્રજલીલામાં બિરાજતા ભગવદીયો, તેમની સાથે પોતે અનુભવેલી લીલાઓ પરસ્પર આનંદથી ભરપૂર રીતે કહે છે, કેમકે એ લીલામાં મુખ્ય સંબંધ વ્રજવાસીઓનો છે.

૭૮. વ્રજમાં વાસ કરવો આપને ઘણોજ ગમે છે. જો વ્રજ વહાલું ન હોય તો ત્યાં વસવું ગમેજ કેમ? આપ વ્રજમાં

જ બિરાજે છે. આપને વ્રજ ઘણુજ વહાલું લાગે છે. તેથીજ પોતે વ્રજવાસીઓ સાથે કથારસનો અનુભવ કરી શકે છે.

૭૯. અનુગ્રહરૂપ–કૃપારૂપ–લીલા કરનારા શ્રીવલ્લભાધીશ્વર છે. આ લીલા લોકવેદાતીત છે. વ્રજ આપને પ્રિય છે અને વ્રજમાંજ આપ બિરાજે છે તેનું કારણ આ નામમાં છે. આપશ્રી પુષ્ટિલીલા કરે છે. પ્રભુએ જેમ રાગ આદિ લીલા વ્રજમાંજ કરી તેમ પોતે પણ પોતાના સેવકોને તે લીલાનો પ્રકાર સાક્ષાત્ પ્રભુના સંબંધનો પ્રકાર, સમજાવવા માટે ત લીલાનું અનુકરણ વ્રજમાં જ બિરાજીને કરે છે. પોતે પણ પ્રભુજ છે, અથવા તો પ્રભુ પણ શ્રીમહાપ્રભુજીને આધીન થઇને તેવી લીલા કરે છે અને તેનો અનુભવ આપશ્રીને કરાવે છે. જેવી આપની રુચિ તે પ્રમાણે બધી લીલા થાય છે. આ લીલાનો અનુભવ વ્રજમાં જ થાય છે તેથી પોતે વ્રજમાં બિરાજે છે.

૮૦. એકાંતમાં લીલા કરવી ગમે છે અથવા એકાંતમાં વાસ કરવો આપને બહુજ પ્રિય છે. પ્રભુની લીલાનું અનુકરણ કરીને સેવકોને એ લીલારસનું જ્ઞાન કરાવ્યું. પણ પોતે તો એ લીલારસનો અનુભવ એકાંતમાં જ કરે છે. વળી પ્રભુ પણ આપને આધીન થઇને જ લીલાઓ કરે છે. પોતાના પ્રાણનાથ પ્રભુ એકાંતમાં મલ્યા હોય તોપણ પોતાની ભાવના પ્રમાણે થયલી અભિલાષાઓ પૂરી કરવાનો અનુભવ એકાંતમાંજ થાય છે. એક પણ કોઇ અંતરંગ સખી છતાંએ તેની રૂબરૂમાં તે લીલા થાય નહિ. એકાંતમાં જ થાય

એટલે નહિ વર્ણવાય તેવા પરમ દિવ્ય રસનો અનુભવ થાય અને પ્રભુ પણ એને આધીન બની જાય. પરમ રસનો અનુભવ કરવામાં એકાંત સ્થલ જ બન્નેને પ્રિય છે.

૮૧. ભક્તની ઈચ્છાને પૂર્ણ કરનારા છે. આપશ્રી પોતે તો એકાંતમાં જ પોતાનો મનોરથ પૂર્ણ કરવાને લીલાનો અનુભવ કરે છે, તોપણ કોઈપણ અંતરંગ સેવકને એ લીલાના રસની આર્તિ થયલી પોતે જાણે અને તે સેવક એવી ઈચ્છા પ્રકટ કરે તો આપ એ ઇચ્છાને પૂર્ણ કરે છે. જેવી તેમની ઈચ્છા થાય તેવી રીતે તેને પૂર્ણ કરે છે.

૮૨. બધા આપની લીલાને જાણી શકતા નથી. આપની ઉત્તમ લીલાનું જ્ઞાન સેવકો વિના બીજાને નથી. અથવા તો બધા સેવકો આપની લીલાને સારી પેઠે જાણી લે છે. સેવકની આર્તિ પોતે જુએ, સેવક પોતાની પીડા પ્રકટ કરે તો તેને પોતે શમાવે છે. પણ કૃપા કરીને કોઇ દિવસ પોતાનો મનોરથ કેમ પૂર્ણ થાય છે એ પ્રકાર કહેતા નથી. કેમકે એ લીલા કોઈ સેવકો પણ જાણી શકે નહિ અને પોતે પોતાનો અનુભવનો પ્રકાર કદી કહે પણ નહિ. તેથી ભક્તો સર્વ લીલા જાણી શકે નહિ.

૮૩. અત્યંત મોહ પમાડનારા છે. પોતાનું સ્વરૂપ દેખાડીને ભક્તોને મોહ ઉપજાવે અને પોતાનું સ્વરૂપ ઢાંકી દઇને આસુરી જીવોને પણ મોહ ઉત્પન્ન કરી દે પોતાના સેવકોમાંથી કોઈ અત્યંત બડભાગી સેવક હોય, કે જેની ઈચ્છા શ્રીમહાપ્રભુજી કેવી રીતે ભગવદ્રસનો અનુભવ કરે

છે તેનો અનુભવ કરવાની થઇ છે, તો તેના પણ મનોરથ આવી રીતે પૂર્ણ કરે છે. પોતે પહેલાં એ સેવકોનો મનોરથ જાણી લે છે અને તેને કહેવા યોગ્ય લીલાઓ પોતે કહે છે, પણ એ લીલારસના આવેશથી પેલા સેવકો મુગ્ધ થઇ જાય છે, જેથી એમનો મનોરથ એવી રીતે પૂર્ણ કરે છે. માત્ર પોતે પોતાના અનુભવની કથા કહે, મહાસમુદ્રમાંથી માત્ર એક ટીપાં જેટલીજ કહે; તેમાં તો સેવકો એ લીલા રસમાં ડુબી જ જાય. તેથી સંપૂર્ણ લીલા રસનું જ્ઞાન તેમને થાય જ નહિ. જો કે પોતે કંઇ કોઇને કામણ કરતા નથી, પણ છતાં આપના સ્વરૂપનો સ્વભાવ જ એવો છે કે, સેવકો પણ મુગ્ધ થઇ જાય.

૮૪. બધા ભગવદીયોમાં પોતે આસક્ત છે. જેઓ ભગવદીય નથી, તેમાં પોતે આસક્તિવાળા થતા નથી. જેઓ પુષ્ટિમાર્ગીય નથી, તેઓ પ્રભુલીલાની કથાના પાત્ર નથી, તેમની ઉપેક્ષા જ કરે છે. પુષ્ટિમાર્ગીય ભગવદીયોને એ લીલાનું જ્ઞાન આપે છે, બીજાને આપતા નથી. બીજાઓમાં આપને સ્નેહ જ નથી.

૮૫. ફક્ત ભગવદીયોમાં જ આપની આસક્તિ છે. પુષ્ટિમાર્ગીય ભગવદીયોમાં આપ કૃપાવડે આસક્ત છે, તેથી લીલારસનું સ્વરૂપ તેમને જ પોતે જણાવે છે. બીજા કોઇમાં આપની આસક્તિ નથી.

૮૬. પતિતોને પાવન કરનારા છે. બ્રહ્મહત્યા વગેરે મહાપાપથી દુષ્ટ થયલાઓને પણ પોતે પવિત્ર કરે છે.

ભક્તામાં અત્યંત સ્નેહ છે એ વાત આ નામમાં વધુ સ્પષ્ટ થાય છે. લોકમાં જે પ્રસિદ્ધ પાપ છે, તે ભક્તિમાર્ગીય જીવોમાં કોઈપણ રીતે સંભવતાં જ નથી; છતાં ભક્તિમાર્ગમાં જે પાપ હોય. અને તે જેને વળગ્યાં હોય તેને પોતેજ પવિત્ર કરે છે. તો હવે ભક્તિમાર્ગમાં પાપ કેવાં હોય? આનો જવાબ આ છે. જેવી રીતે મર્યાદામાર્ગમાં વર્ણાશ્રમ ધર્મથી કોઈ વિરુદ્ધ ચાલે તો જેમ પતિત ગણાય, તેવી રીતે સાક્ષાત ભક્તિમાર્ગથી વિરુદ્ધ ધર્મ આચરે તે ભક્તિ માર્ગનો પતિત ગણાય. ભક્તિમાર્ગીય જીવોનાં સ્વમાર્ગથી વિરુદ્ધ આચરણ રૂપ જે પાપ થાય તેથી પતિત થયલા જીવોને પવિત્ર કરવાનું સામર્થ્ય માત્ર આચાર્યશ્રીમાં જ છે; બીજામાં નથી. બીજા માર્ગમાં તો પાપનાં પ્રાયશ્ચિત્તો કરવાનાં લખ્યાં છે. સંન્યાસનિર્ણયમાં પણ આચાર્યશ્રીની આજ્ઞા છે કે, ભક્તિમાર્ગમાં તો જે સ્વમાર્ગથી વિરુદ્ધ ધર્મ આચરે તે જ પતિત થાય છે. આપશ્રી તો સાધનથી રહિત તો ઠીક પણ, પતિતોના પણ પાવનકર્તા છે. માત્ર કૃપાદૃષ્ટિથી જ તેમ કરે છે. આવા જીવોને પવિત્ર કરવા એ જ આપની શ્રીમહાપ્રભુતા છે.

૮૭. પોતાના યશ ગાવાથી ખીલેલાં હૃદયોમાં આસન કરનારા. પતિતોને પવિત્ર કરવાનું સામર્થ્ય આપનામાં છે, એ વાત આ નામમાં વધુ સ્પષ્ટ થશે. ભગવદીયોના હૃદય પણ ભક્તિમાર્ગીય હોવાથી કમળ સરખાં છે, તે શ્રીવલ્લભ-વરના યશ ગાવાથી ખીલે છે. તે આપશ્રી તેને આસન

સમજીને તેના પર બિરાજે છે, હવે તો આપ સેવકોના બધા સ્વમાર્ગીય પાપોનો નાશ ન કરે તો આપનાં યશ–બિરદ-ને લાંછન લાગે; અને તેવા યશ સાંભળવાથી હૃદયમાં હર્ષ ન જ થાય, કદાચ હર્ષ થાય તો પણ હૃદય ભક્તિ-માર્ગીય ન બને, અને તેવું હૃદય ન હોય તો આચાર્યશ્રી બિરાજે પણ નહિ. ત્યારે પહેલાં સેવકોના સર્વ દોષ દૂર કરે, તે પછી સેવકો આપનાં નિર્મળ યશને ગાય અને તેથી તેમનાં હૃદયો ખીલે ને આપશ્રી તેપર બિરાજે, પતિતોને પણ કરુણારસથી ભીની થયલી દૃષ્ટિથી આપશ્રી નવરાવી દે છે. તે વખતે તે પવિત્ર બને છે. પછી શ્રીમહાપ્રભુજીનાં સ્વરૂપનાં દર્શન કરીને કે સ્વરૂપનું વર્ણન સાંભળીને યશ ગાય છે. પછી ભક્તિરસથી રસમય બનેલાં તેમનાં હૃદયો ખીલે છે. તે પર પોતે આસન કરે છે. લૌકિક કમલ પર બેસીને જેમ પેલા બ્રહ્માજી સૃષ્ટિ રચે છે, તેમ શ્રીવલ્લભાધીશ ભાવાત્મક સૃષ્ટિ રચે છે. એવી રીતે ક્રમથી ભાવનો ઉદય થતાં અસાધારણ ફળ પણ પોતે આપે છે.

૮૮. યશરૂપ અમૃતની લહેરોથી બીજા રસો જેમણે તુચ્છ કરી દીધા છે, અથવા એ લહેરોમાં બીજા રસો ઝબોળી દીધા છે. ભગવદીયોના હૃદયમાં બિરાજીને પોતાનાં યશરૂપ અમૃતની લહેરોથી એ હૃદયોમાં બીજા રસોને ડુબાડી દે છે. યશ એ અમૃત છે. જેમ સ્વર્ગનાં દેવો અમૃતથી જીવે છે તેમ ભગવદીયોનું જીવન શ્રીવલ્લભાવતારનાં યશોગાન જ છે. નિરંતર પ્રભુ સંબંધી ભાવો ઉત્પન્ન થાય

ત્યારે પ્રભુનો સાક્ષાત્ સંબંધ નથી થયો તે માટે વિરહ-તાપ ઉદ્ભવે, અને તેથી જીવવું મુશ્કેલ થઇ જાય, તે વેળાએ આપની લીલાનું માહાત્મ્ય જેમાં છે તે યશ અમૃતરૂપ હોવાથી જીવનને ટકાવી રાખે છે. પછી યશરૂપ અમૃત વિના બધું વિસરી જવાય છે. બીજા રસની ગંધ પણ રહે નહિ. આ બધું સર્વાત્મભાવ સાથે શરણાગતિ સિદ્ધ થાય ત્યારેજ બને છે એમ સમજવું.

૮૯. પોતે પર છે. ભક્તોને પૂર્ણ કરે છે અથવા ભગવદીયોની ઇચ્છાને પૂર્ણ કરે છે. વળી પોતે અક્ષર બ્રહ્મથી પર છે. એટલે અગણિત આનંદવાળા સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છે. સર્વોત્તમ રસરૂપ છે તેથી જ પોતે પોતાના રસમાં બીજા રસોને ઝબોળી દે છે.

૯૦. લીલા અમૃતરૂપ રસથી બધા દેહધારી ભગવદીયોને ખૂબ ભીંજાવી દીધેલા છે, પોતાના યશમાં બીજા રસ તો શમાવી દીધા, પણ પોતાની લીલારૂપ રસથી બહાર અને ભીતર પણ સેવકોને પૂર્ણ કરી દીધા છે. બહાર અને ભીતર એમ બન્ને રીતે પલળેલું વસ્ત્ર બીજાં પોતાનાં જેવા સુકા-યલાં વસ્ત્રને પણ જેમ ભીનું બનાવે છે, તેમ શ્રીમહાપ્રભુજીના લીલામૃત રસથી ભીંજાયલા સેવકો પોતાના સંબંધથી પોતાના જેવા બીજા સેવકોને પણ ભીંજાવી દે છે. જેમ મહાસમુદ્રની ભરતી વધે છે, એ ભીનાશ જતી પણ નથી. તેવી રીતે લીલામૃત રસસાગરમાં ભરતી આવી એટલે બધા સેવકો ભીંજાઇ ગયા. તે પણ વારંવાર, એક લીલારસથી ભીંજાયા નહિ

હોય તેટલામાં બીજી લીલાની લહેર આવી, એટલે તેથી ફરી ભીંજાઇ ગયા એમ ઘણી લીલાથી વારંવાર ભીંજાયા જ કરે છે.

૯૧. શ્રીગિરિરાજજીમાં બિરાજવાનો આપને ઘણો જ ઉત્સાહ છે, એક નિશ્ચય છે. એવી રીતે સેવકોને પોતે પોતાનું સ્થાન પણ જણાવે છે. સમુદ્રમાં તો ભરતી પછી ઓટ આવે, પણ અહીં તો ઉત્સાહ વધે છે એટલે કદી ઓટ આવતી જ નથી, કાયમ ભરતી જ રહે છે.

૯૨. શ્રીગોવર્ધનગિરિની લીલાના પ્રેમથી પૂર્ણ છે. તેથી જ આપનો ઉત્સાહ તેમાંજ બિરાજવાનો છે. ઇંદ્રના માનનો ભંગ કરવા માટે શ્રીગિરિરાજજીનો મહોત્સવ આપે પ્રકટ કર્યો. તેનો આનંદ આખા વ્રજમાં પ્રસરી રહ્યો. તે પછી ઇંદ્રે એકદમ વૃષ્ટિ કરી એટલે પોતે શ્રીગિરિરાજજીને શ્રીહસ્તમાં ઉઠાવી લઇને બધાને આશ્ચર્યમાં ડુબાડી દીધા. ભૂખ તરસ પણ તેમની જતી રહી. બધાને સ્વરૂપાનંદનું દાન કર્યું. બધાને પોતાની સત્તામાં લીધા. ઉપર વૃષ્ટિ ચાલુ હતી. બધાની દૃષ્ટિ પ્રભુના અતિ સુંદર મધુર સ્વરૂપ સામે હતી. પોતે કટાક્ષથી વ્રજવાસીઓ સામું ભાળતા, તેવા વિલાસથી બધાને ભીંજવી દીધા. ફરીને અંગસ્પર્શ, શ્રીમુખને મુખવસ્ત્રથી પોંછવા માટેનો લહાવો વગેરેથી અતિઆનંદરસ વરસ્યો. ત્યારબાદ શ્રીગોવર્ધનનું તેમને સ્થાને સ્થાપન થયું. તે પછી સ્નેહથી પ્રભુની આર્તિ થઇ. એવી રીતે એ લીલા પ્રેમપૂર્ણ રીત અનુભવમાં આવી. આચાર્યશ્રી પણ આ લીલામાં બિરાજે એટલે તેના પ્રેમથી ભરપૂર હોય જ અથવા

તો આ લીલા ઉપરાંત શ્રીગોવર્ધનમાં જેટલી લીલા થઈ તેટલી બધી રાસ આદિ લીલાઓમાં આપનો પ્રેમ છે. સમુદ્રનાં મોજાં જેમ સમુદ્રમાં સમાય તેમ લીલાના તરંગો પાછા આપશ્રીમાંજ સમાઇ જાય. આપશ્રી જ્યારે કથા કરે ત્યારે એ તરંગોની લહેરોથી સેવકો ભીંજાઈ જાય. આથી પોતે લીલાના સમુદ્ર પણ ગણાય, સમુદ્ર અને તરંગો જુદા નજ હોય, સમુદ્રનો થાહ કોઈ ન લઈ શકે, તેમ આચાર્યશ્રીમાં પણ સમજવું. કદી રસન્યૂન થતો જ નથી એવી લીલા કરીને આચાર્યશ્રી સેવકોને કેવળ પોતાની સત્તામાંજ રાખે છે.

૯૩. યજ્ઞના ભોક્તા પોતે છે, યજ્ઞમાં હોમાતા દ્રવ્યનો સ્વીકાર પોતે કરે છે. આચાર્યશ્રી તો પ્રભુની સર્વ લીલારૂપ રસથી પૂર્ણ છે. છતાં અત્યારે શ્રીગોવર્ધન લીલામાં જ આપને પ્રેમ છે, તેમ કહેવાનું કારણ આ છે. શ્રીવલ્લભાગ્નિ પ્રભુના શ્રીમુખરૂપ છે. શ્રીગોવર્ધનોત્સવમાં જે અન્નકૂટ આરોગ્યો તે પણ પોતે જ આરોગ્યો. તેથી પોતે જ યજ્ઞના ભોક્તા ઠર્યા. સેવકો પણ પ્રભુને જે સામગ્રી સમર્પે છે તેનો ભોગ પણ આપશ્રીજ કરે છે.

૯૪. યજ્ઞ કરનારા છે. યજ્ઞ એટલે અગ્નિહોત્ર વગેરે યજ્ઞ કર્યા વિના યજ્ઞના ભોક્તા કેમ થાય ? તેથી પહેલાં આ નામ કહેવું જોઈતું હતું, છતાં પછી કહ્યું છે. કારણ કે, ઇંદ્રે વૃષ્ટિ કરી તેનું કારણ, પોતાને મળતો ભોગ પ્રભુ આરોગી ગયા, ને વળી પ્રભુ આરોગ્યા તેનું કારણ વ્રજવાસીઓએ યાગ કર્યો તે છે. પહેલાં આરોગવાનું જણાવ્યું અને તેનાં કારણરૂપે હુવે યાગ કહ્યો, માટે યજ્ઞ (અન્નકૂટ) આરોગ્યા એમ જણાય છે. જો કે અન્નકૂટ યાગ (ગોસવયાગ) વેદમાં પ્રસિદ્ધ નથી, તો પણ પ્રભુએ

શ્રીમુખે ઉપદેશ કરીને તે યાગ કરાવ્યો. શ્રીમુખ એટલે શ્રી-વલ્લભાધીશ્વર એટલે ખરા યજ્ઞના કર્તા આપશ્રી જ ગણાય. શ્રીનંદરાયજી આદિની પાસે બધું છોડાવીને કેવળ પોતાનો યાગ કરાવ્યો, તેમ સેવકોને શ્રીમહાપ્રભુએ સર્વ ત્યાગ કરીને માત્ર ફલાત્મક સેવા કરવાનું કહ્યું. તેમાં ભોગ સમર્પણ કરવાનો પ્રકાર પણ પોતે જ કહ્યો. અર્થાત્ પોતે જ યજ્ઞકર્તા ઠર્યા. ભોક્તા તો છે જ, કેમકે, સેવકે ધરેલો ભોગ પ્રભુ હસતા શ્રીમુખે આરોગે છે, એટલે શ્રીમુખરૂપ પોતે નહિ તો બીજું કોણ ?

૯૫. ચાર પુરુષાર્થોમાં પોતે વિશારદ છે. યજ્ઞથી જ ચારે પુરુષાર્થો સિદ્ધ થાય છે, એ વાત વ્રજવાસીઓને અનુભવમાં આણી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો સ્વરૂપાનુભવ પામેલા વ્રજવાસીઓને કશા કામના નથી, પણ એ બધા પ્રભુની કૃપાથી સિદ્ધ થઈ ગયા તે ખાતરજ અહીં ચાર પુરુષાર્થની વાત પણ કરી. વળી વ્રજવાસીઓને સમજાવનાર પ્રભુ પણ શ્રીમહાપ્રભુરૂપ મુખારવિંદથીજ સમજાવે એટલે એના ઉપદેષ્ટા પોતે જ છે, અને સર્વ પુરુષાર્થો શ્રીગોવર્ધનપૂજામાં સમાયા છે એવો નિશ્ચય પોતે કરાવ્યો છે. પુષ્ટિમાર્ગમાં પ્રભુના દાસ થવું તે ધર્મ છે, પ્રભુ જ સાક્ષાત્ અર્થ છે, પ્રભુનાં દર્શન કરવાની ઇચ્છા તે કામ છે, પ્રભુના થવું એ મોક્ષ છે. આવી રીતે સર્વ પુરુષાર્થોનું દાન પોતાના સેવકોને કરવાનાં શ્રીમહાપ્રભુજી સમર્થ છે.

૯૬. આપની પ્રતિજ્ઞાઓ સત્ય છે. જેમ આચાર્યશ્રી પ્રભુની આજ્ઞાથી પ્રકટ થયા તેમ આપશ્રીએ એક એવી પ્રતિજ્ઞા કરી છે કે, "આ માર્ગમાં જે પ્રભુને શરણે જશે તેના

બધા સ્વમાર્ગીય પુરુષાર્થ સિદ્ધ કરાવી દઇશ." આ આપની પ્રતિજ્ઞા કદી અસત્ય ઠરતી નથી.

૯૭. ત્રણુ ગુણુથી પોતે પર છે. પ્રકૃતિના સત્વ, રજ: તમ: એ ત્રણુ ગુણોથી અથવા કામક્રોધલોભથી પેલી પાર છે, તેથી જ આપની પ્રતિજ્ઞા સત્ય છે. નહિ તો સત્ય પ્રતિજ્ઞાવાળા કોઈ દીઠા કે સાંભળ્યા જ નથી. છતાં આચાર્યશ્રીની પ્રતિજ્ઞા સત્ય છે તેનું કારણુ એ જ છે. બીજા બધાને પ્રકૃતિનો સંબંધ છે, તેમને ત્રણુ ગુણોનો દોષ લાગુ પડે છે, તેથી તેમની પ્રતિજ્ઞા પણુ દોષવાળી જ હોય.

૯૮. નીતશાસ્ત્રમાં વિશારદ પ્રવીણુ છે. ન્યાયમાં જેમની સરસ્વતી ઉત્કૃષ્ટ છે. પોતાના સિદ્ધાંતશાસ્ત્રમાં આપશ્રી ઘણા હુશીયાર છે. પોતાના માર્ગની મર્યાદા બતાવવા માટે સિદ્ધાંતના ગ્રંથો રચવામાં ઘણાજ કુશળ છે. જે વાણી પોતાના શ્રીસુખમાંથી પ્રકટ થાય છે ત અલૌકિક આનંદરૂપજ પ્રકટ થાય છે.

૯૯. પોતાની કીર્તને વધારનારા, ઉત્તમ પુણ્યના આચરણુથી કીર્તિ વધારે અથવા માર્ગીય સિદ્ધાંત રહસ્ય સમજાવીને સેવકોમાં કીર્તિ વધારે છે. કે નય–નીતશાસ્ત્ર તો કદાચ ઉંધે રસ્તે દોરી જાય, પણુ પોતે નિજમાર્ગની નીતિ બતાવીને ફલ પ્રાપ્ત કરવા તરફ લઇ જાય છે તેથી કીર્તિ વધે છે.

૧૦૦ બ્યાસસૂત્રનું ભાષ્ય કરનારા. બ્રહ્મનાં સ્વરૂપનો વિચાર કરનારાં બ્યાસજીએ રચેલાં સૂત્રપર અણુભાષ્ય લખનારા, એમ કરીને પોતે માત્ર પોતાના સેવકોમાં જ નહિ, પણુ માયાવાદી આદિ પંડિતોમાં પણુ કીર્તિ ફેલાવી છે. જો કે શંકરાચાર્ય વગેરેએ ભાષ્ય રચ્યાં છે પણ તેમણે ઘણી ઘાલ

મેલ કરીને અર્થો કર્યા છે, અને તે વેદવાક્યથી વિરુદ્ધ છે. આચાર્યશ્રીએ તો વેદના વાક્યોનો અર્થ સાથે લઇને તત્ત્વ સૂત્રનું ભાષ્ય લખ્યું છે. એ ઉપરથી પોતાના સિદ્ધાંતમાં વ્યાસજી જેવા મહાન્ પુરુષોની સંમતિ છે એમ જણાવ્યું છે.

૧૦૧. માયાવાદરૂપ રૂના અગ્નિ પોતે છે. રૂ શિથિલ અવયવોવાળું છે, તેવો માયાવાદ છે, તેથી તેને તો પોતે પ્રયાસ વિના દૂર કરી શકે છે. જો કે હાલમાં લોકમાં માયાવાદ ઘણો ફેલાઇ રહ્યો છે; પણ તે બીજાં શાસ્ત્રોને દૂષણ દઇ શકે છે, પણ શ્રીવલ્લભાધીશ્વરના ભાષ્યને દોષ દઇ શકતો નથી. રૂનો ગંજ હોય તોપણ જેમ નાના અગ્નિના તણખાથી નાશ પામે, તેમ ગમે તેવો મોટો માયાવાદ આ દિવ્ય અગ્નિથી બળી ભસ્મ થઇ જાય.

૧૦૨. બ્રહ્મવાદનું નિરૂપણ કરનારા. જગતમાં બ્રહ્મવાદને પ્રવર્તાવીને આપે માયાવાદને નસાડયો છે. જગતનું સત્યત્વ વેદથી પોતે સિદ્ધ કર્યું છે.

૧૦૩. બધાં અલૌકિક ભૂષણોથી શોભતા. ઉપરનાં નામો પછી આ નામ શોભે છે, કેમકે પ્રભુની લીલા ફળરૂપ છે, તે લીલારસના ભાવો એ દિવ્ય આભૂષણ છે, તેથી આપ શોભી રહ્યા છે. બીજા આચાર્યોએ પોતપોતાની રુચિ અનુસાર ફળ બતાવ્યાં છે, પણ સર્વથી ઉત્તમ પ્રભુલીલારસરૂપ ફળ કોઇ બતાવી શકયુ નથી. આપનું શ્રીઅંગ તો ભૂષણને પણ શોભા આપનારૂં છે. છતાં ભગવદ્રસની અત્યંત શોભાથી વધુ શોભે છે.

૧૦૪. સહજમાં જ શ્રીમુખપર હાસ્ય સ્ફુરે છે. લીલારસનું સ્મરણ થતું રહે એટલે મંદહાસ્ય પણ ચાલુ જ

હોય. કમળદલ જેવા વિશાળ નેત્રમાં અને ઓષ્ઠપર હાસ્ય ચમક્યા કરે છે. હાસ્ય પણ અમૃત જ છે.

૧૦૫. ત્રણે લોકના ભૂષણ છે, મણિરૂપ છે, ત્રણ લોકમાં જે પોતાના નિજ ભગવદીયો છે તેને પોતે શોભાવે છે. સેવકોની શોભા આપથી જ છે, એથી પોતાની શોભા ત્રણે લોકમાં પ્રસરી છે. ત્રિલોકી એટલે ભગવાન્, સેવકો અને આચાર્યશ્રી. જ્યારે લીલામાં માન થાય છે, ત્યારે શ્રીસ્વામિનીઓના વિરહને ક્ષણ પણ સહન નહિ કરનાર પ્રભુ ભૂતલપર પધારે છે. આચાર્યશ્રી પ્રભુપાસે રસિક અને વિરહતાપથી તપેલા ભગવદીયને લઈ જાય છે. આથી પ્રભુને તે ભગવદીય રસદાન કરીને પ્રસન્ન કરે છે અને પોતે આનંદ અનુભવે છે. એ બન્ને સ્વરૂપોની પ્રસન્નતાથી શ્રીવલ્લભાધીશ્વર અતિ પ્રસન્ન થાય છે.

૧૦૬. પૃથ્વીના ભાગ્યરૂપ આપશ્રી છે. આચાર્યશ્રીના ચરણના સંબંધથી પૃથ્વી પણ બડભાગી છે. પૃથ્વી પણ ભક્ત છે. શ્રીવૈશ્વાનર પ્રભુએ ભક્તિમાર્ગ સ્થાપ્યો એટલે તેથી તેને સંતોષ થયો અને આચાર્યશ્રી પોતાને વિષે બિરાજે છે એ પોતાનું ભાગ્ય છે એમ તે માને છે. પૃથ્વીનું દુઃખ દૂર કરવા માટે પહેલાં પ્રભુ પણ પ્રકટ થયા છે. ભગવદીયોનો અલૌકિક દેહ આચાર્યશ્રીની ચરણરજથી થાય છે. રજ તો પૃથ્વીમાં હોય અને તેને શ્રીના ચરણકમળનો સ્પર્શ પણ થાય એટલે તે રજથી અત્યારે પણ દિવ્ય દેહ સિદ્ધ થાય છે. પૃથ્વી પણ માને છે કે, મારો દેહ પણ દિવ્ય થશે.

૧૦૭. સ્વભાવથી જ આપશ્રી સુંદર છે. સેવકોને તો આપનાં દર્શનથી જ પોતાનાં ભાગ્ય ખુલ્યાં એમ લાગે છે,

છતાં આપનામાં સુંદરતા તો સહજ સિદ્ધ જ છે. બધાને આકર્ષી શકે છે. એ સુંદરતા કદી જતી નથી.

૧૦૮. સમર્થ ભક્તો આપના ચરણકમલની રજરૂપ ધન માગ્યા કરે છે. ચરણકમળની રજ એ આ લોક અને પરલોકના સર્વ પુરુષાર્થોને સિદ્ધ કરનાર અક્ષય ભંડાર છે. ભક્તો તો એને જ ધન માને છે, બીજું તેમને કંઇ જોઇતુંએ નથી. એ રજથી લીલોપયોગી દેહની પ્રાપ્ત થાય છે.

## અહીં ૧૦૮ નામો પૂર્ણ થયાં.

૩૩ મો શ્લોક—આનંદના સમુદ્ર શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ નામો મેં (શ્રીગુસાંઇજીએ) પ્રકટ કર્યાં એ સમુદ્ર અગાધ છે, પૂર્ણ છે, નિરંતર ઉછળતો રહે છે, વિવિધ પ્રભુલીલાના રસભાવથી પૂર્ણ છે, એમ જણાય છે. નામો પ્રકટ જ કર્યાં, નહિ કે નવાં રચ્યાં. સ્વરૂપ, સાધન અને ફળ એ બધું એ નામો જ છે. સમુદ્રમાંથી રત્ન બહાર કાઢીને તેના દાગીના કરીએ તેથી તે રત્ન કંઈ સમુદ્રનાં મટી જતાં નથી. તેમ આનંદ મહાસાગરમાંથી પ્રકટ કરેલાં નામો પણ તે સમુદ્રરૂપ જ છે. જેમ સમુદ્રમાં અનંત તરંગો છે, તેમ નામો તો ઘણાં છે, પણ તેમાંથી ૧૦૮ નામો પ્રકટ કર્યાં છે. તે પણ નિજ સેવકો માટે જ.

૩૪ મો શ્લોક—શ્રદ્ધાથી અત્યંત નિર્મલ બુદ્ધિવાળો થઇને જે જન આ સ્તોત્રનો દરરોજ પાઠ કરે છે, ને પણ એક ચિત્ત થઇને કરે તો પહેલાં કહેલી સિદ્ધિને પામે. શ્રદ્ધા એવી હોય કે તે દુઃસંગથી દૂર ન થાય. અમુક વર્ણથી જ પાઠ થાય એમ નથી, પણ કોઇ પણ સ્વમાર્ગીય જીવ પાઠ કરી શકે છે. આચાર્યશ્રીમાં જ મન રાખીને પાઠ

કરવો જોઇએ. તે પછી શ્રીકૃષ્ણુના અધરામૃતની સિદ્ધિ તેને મળે, તેમાં કંઇ પણ સંશય નથી. આ વાતનો નિશ્ચય જ કરી લેવો. આચાર્યશ્રી પોતે શ્રીસુખરૂપ છે. આપનું ધ્યાન કરતાં આપમાં જ ચિત્ત પરોવતાં અધરામૃત મળે જ, તેમાં સંશય શાનો હોય ? છાણુનો કીડો ભમરાનું ધ્યાન કરતાં ભમરો બની જાય છે તો એમાં સંદેહ શેનો ?

**૩૫ મો શ્લોક**—આ સ્વમાર્ગીય ફળ ન મળ્યું તો મોક્ષ નકામો છે, અને એ સ્વમાર્ગીય ફળ મળ્યું તો મોક્ષ વિના ચાલ્યું જશે, એટલે મોક્ષ નિરર્થક છે. માટે આ સ્તોત્રનો પાઠ અવશ્ય કરવો. કૃષ્ણુરસની ઇચ્છાવાળાઓએ આ સર્વોત્તમ સ્તોત્રનો જપ કરવો. પહેલાં પાઠ કરવાનું કહ્યું અને હવે આ શ્લોકમાં જપ કરવાનું કહે છે. એટલે જ્યાં સુધી સારી રીતે ન આવડે ત્યાં સુધી પાઠ કરવો પછી ગુપ્ત રીતે જપ જ કરવો. પણ ખુલ્લી રીતે પાઠ ન કરવો. રહસ્યમય આ સ્તોત્ર છે. જે કૃષ્ણુરસ ન જાણુતા હોય તેની પાસે આ સ્તોત્ર પ્રકટ કરવું નહિ. જેમ જેમ જપ થાય તેમ તેમ આગળ વધે, રસનો અનુભવ થાય તેથી હૃદયમાં જ જપ કરવો. કોઇની પાસે શીખી શકાય નહિ.

**શ્રીગોકુલનાથજી** છેવટે આજ્ઞા કરે છે કે:—શ્રીમહાપ્રભુજીનાં નામો મેં મતિ અનુસાર સ્પષ્ટ કર્યા છે. ( ટીકા લખીને. ) એમાં મારી પાસે બીજું સાધન કંઇ નથી, આમાં શ્રીગુસાંઇજીનાં ચરણુકમલની કૃપા જ સાધન છે. આ ટીકામાં બુદ્ધિદોષથી મારાથી જો કંઇ જુદી રચના થઈ હોય તો આ મારો સેવક છે એમ સમજીને આચાર્યશ્રી

ક્ષમા કરો. શ્રીરઘુનાથજી કહે છે:—જેનો બનીને મેં આ નામો પર ટીકા લખી તે જ મારૂં ટીકામાં અયોગ્ય વચન હોય તે ક્ષમા કરો. શ્રીઆચાગોપેશજી લખે છે કે:—સાધન નથી, ત્રેવડ નથી, કોઈ ધર્મ પણ નથી, તો પણ શ્રીગુસાંઇજીની વાણીનો અર્થ વિચારવામાં મારૂં મન જે લાગ્યું, તેમાં કારણ માત્ર આ છે:—શ્રીગુસાંઇજીએ એક ક્ષણ સુધી મારા પર કૃપા દૃષ્ટિ કરી; એ જ કારણ છે. એ નામોના વિચાર-થી જે ભાવો ઉદય પામ્યા તે પરમ આનંદ આપનારા છે અને તેનો મેં અનુવાદ કર્યો છે. શ્રીગુસાંઈજી એ ભાવોને મારા હૃદયમાં ખૂબ દૃઢ કરો. મને સંશય છે કે, એ ભાવો મારા જેવા અયોગ્ય જીવમાં ઉત્પન્ન થયા છે. એ સંશયને પણ કૃપાદૃષ્ટિથી જ હટાવી નાંખો, જો કે આ સ્થળે મૂઢ જેવા મેં બાલકપણું જ બતાવ્યું છે, તો પણ પોતાનો અંગીકૃત જાણીને શ્રીગુસાંઈજી મને ક્ષમા કરો. શ્રીમદાચાર્ય-ચરણ અને શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુ અને તેમના રસથી ભીંજાયલા તેમના સેવકો મારૂં શરણ છે.

## સમાપ્ત.

આ અનુવાદ શબ્દેશબ્દનો નથી. ત્રણે ટીકાઓ વાંચીને તેનો સવિસ્તર સાર જ લખ્યો છે. શબ્દેશબ્દને અનુસરતાં ઘણો જ વિસ્તાર થઇ જાત. અનુવાદમાં અણસમજથી ભૂલ થઇ ગઇ હોય તેની ક્ષમા વાંચકો આપશે જ.

વસંતરામ શાસ્ત્રી.

પરમ ભગવદીય મનમોહનદાસ દલપતરામ દલાલ બી. એ. એઓએ ભાષા સાહિત્ય મેળવવામાં મુખ્ય મદદ આપી છે છેવટે ગુજરાતી ભાવાર્થ પણ ગ્રાજ્ય ટીકાઓની મદદથી આપી શક્યો છું. હજુ બીજી અનેક સંસ્કૃત ટીકાઓ બાકી રહી ગઇ છે એ રીતે આ સંગ્રહ પણ સંતોષકારક નજ ગણાય. છતાં આજ હું તે શ્રીવલ્લભના લાડીલાઓના કરકમલમાં અર્પું છું. તેમને કાંઇક પણ સંતોષ થશે તો હું કૃતાર્થતા સમજીશ. આ ગ્રંથમાં સુંદર ચિત્રો છપાવવામાં સંપ્રદાયના વિશાળ ગુજરાતી વ્રજ-ભાષા સાહિત્યને પ્રકટ કરનારા સુપ્રસિદ્ધ ગ્રંથપ્રકાશક રા. રા. લલ્લુભાઇ છગનલાલ દેસાઇ એ સુંદર ચિત્રો આપીને મોટી મદદ કરી છે. ખેદની વાત એ છે કે શ્રી ચાચા ગોપેશ્વરજીનું ચિત્ર મળી શક્યું નથી. એ અપૂર્ણતા મને ખટકે છે. છેવટે શ્રીવલ્લભાધીશ્વરના ગુણગાન તરફ આકર્ષવાના કારણરૂપ સર્વવલ્લભાગ્નિના અનન્ય સેવકો ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શ્રીયુત મગનલાલ શાસ્ત્રીજી અને પરમ ભગવદીય મનમોહનદાસજીનું પણ અહીં સ્મરણ કરું છું.

આ ગ્રંથ પાછળ મોટું ખર્ચ થયું છે. સાહિત્ય મેળવવા માટે પણ ખર્ચ થયું છે. ચિત્રોના બ્લોક પાછળ પણ ખર્ચ થયુ છે. ઉપરાંત મોટી રકમનું વ્યાજખાત અને મકાનભાડું પણ ગણવું પડયું છે. છતાં મારી ઇચ્છા સાડાચાર આના નોછાવર રાખવાની હતી પણ ધંધુકાવાળા સદ્ગત વૈષ્ણવ શેઠ હરિજીવનદાસ પુરુષોત્તમદાસના ફંડના ટ્રસ્ટીઓ રાવસાહેબ શ્રીયુત હરિલાલભાઇ અને પરમ ભગવદીય શેઠ મોતીલાલ ગોવિંદલાલ શાહ, એઓએ ફંડમાંથી સવાસો રૂપીઆ મદદ કરીને નોછાવરમાંથી બે પૈસા ઘટાડી નખાવ્યા; એમના ઉપકારનું પણ અહીં સ્મરણ કરું છું.

આ પુસ્તકની બીજી આવૃત્તિ આનાથી પણ વધુ આકર્ષક બને અને વૈષ્ણવો તેમાં મને સહાય કરે એવો મનોરથ પ્રકટ કરીને વિરમું છું.

આશ્વિન,
પ્રથમ વિલાસ
સં. ૧૯૮૧.

શ્રીવલ્લભદાસાનુદાસ

વસંતરામ.

# પુષ્ટિમાર્ગીયબાલગ્રંથમાળા.

૧. **દયારામવાણી**—ભગવદીય કવિરત્ન શ્રીદયારામભાઈનાં પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતોથી પરિપૂર્ણ પદોનો સંગ્રહ. ભક્તિરસથી છલકાતી ગરબીઓ, વ્રજભાષા અને હીંદીના પદોનો પણ સંગ્રહ છે. કવિશ્રીનું ચિત્ર પણ સામેલ છે. છુટક નકલનો એક આનો, ૧૦૦ નકલના પાંચ રૂપીઆ.

૨. **આટલું તો કરજોજ**—સવારે જાગ્યા પછી પથારીમાં બેસીને અને પથારી છોડયા પછીથી કરવાના ટુંકામાં ટુંકા નિત્ય નિયમનો અનુક્રમ ચિતાર આમાં છે. દંતધાવન, કસરત, બ્રહ્મચર્ય, સ્વદેશી, ચાહનો ત્યાગ એ બધા વિષયો આમાં છે. નાનાં બાળકોને ગાવાનાં સ્તોત્રો, ગોપીગીત પણ સામેલ છે. શ્રીનાથજી અને શ્રીમહાપ્રભુજીનાં સુંદર ચિત્રો છે. છુટક નકલનો એક આનો, ૧૦૦ નકલના પાંચ રૂપીઆ.

૩. **શ્રીસર્વોત્તમસ્તોત્ર**—આ પુસ્તકથીજ તેની માહીતી મળશે.

આ બાલશિક્ષામાળા સચિત્ર પ્રકટ થાય છે. વળી તેનાપર મહાનભાડું પણ ચડાવવું પડે છે. તેમજ નકશો પણ થોડી કાઢી છે તેથી નોછાવરમાં માત્ર સોએ એકજ રૂપીઓ વધાર્યો છે.

**શુદ્ધાદ્વૈત**—આ નામનું માસિક થોડાજ સમયમાં પ્રકટ થશે. પહેલેથી વખાણ કરવાં નકામાં છે. શ્રીવલ્લભાધીશ્વરના દિવ્ય માર્ગની ઝાંખી કરાવનારાં મહાનુભાવી શ્રીગોસ્વામિબાલકો અષ્ટ સખા, તેમજ અન્ય ભગવદીયોના વચનામૃતોથી છલકાતું આ માસિક બીનહરીફ બનશે. વર્ષનું નોછાવર ટપાલ ખર્ચ સાથે બે રૂપીઆ, પુસ્તકાલયોને ખાસ લાભ આપવામાં આવશે.

---

લેખક તથા પ્રકાશક—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી, નં. ૨૦૫૨, રાજામહેતાની પોળ, અમદાવાદ.

મુદ્રક—સોમાલાલ મંગળદાસ શાહ, ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ, પાંચકુવા અમદાવાદ.